( રાધનપુર નીવાસી )

## શેર બ્રોકર દાનવીર મર્હુમ શેઠ વાડીલાલ પુનમચંદ શાહ



શ્રીમાન શેઠ લેખક પર ઘણોજ વાત્સલ્ય ભાવ ધરાવતા હતા અને વખતોવખત મારા કાર્યમાં સહાય આપી આભારી કરતા હતા આ પુસ્તકમા શ્રીમાન શેઠના સુપુત્ર રા રા શેઠ રતીલાલભાઇએ સાગમા સારી મદદ આપી આ પુસ્તકને ઉત્તેજન આપી મારા કાર્યમા નવચેતન અર્પ્યુ છે તેથીજ લેખક આ પુસ્તક મર્હુમ શેઠ શ્રીના ચરણમા અર્પણ કરી કૃતાર્થ થઉ છુ અને પ્રભુ તેઓશ્રીના આત્માને સદા શાંતી અર્પો

લી. કવી ભોગીલાલ

# સ....મ....ર્પ....ણ.



જેઓશ્રી મારા પ્રત્યે વાત્સલ્યભાવ ધરાવતા, મારા તરફથી થતા દરેક કાર્યમા પોતાનો શુભ ફાળો અર્પતા, પોતાની અનુપમ સલાહ બક્ષતાં, કાર્ય જોઇ સુંદર સંતોષ જાહેર કરી શુભાશીર્વાદ આપતા, વીગેરે વીગેરે અનેક ઉપકારો ના કર્તા સદ્ગત **શેઠ શ્રી વાડીલાલ પુનમચંદભાઇને** આ નાનકડું પણ અતિ મહત્વનું પુસ્તક ચરણે ધરતાં મને જે આનંદ થાય છે તે કવિઓની કલ્પનાની બહારની વાત છે. મારા ઉપર કરેલા અનેક ઉપકારોનો આ યદ્કિંચીત્ બદલો આપી હું કૃતાર્થ થઉં છુ.

તેઓશ્રી ના સુપુત્ર શ્રીયુત **રતીલાલભાઇએ** પોતાના સાહિત્ય પ્રત્યેના પ્રેમથી તથા મારા તરફની લાગણીથી આ **પાટણકર કાવ્ય મંજરી** ભાગ ત્રીજામાં આર્થીક સહાય આપી મને તથા સાહિત્ય પ્રચારના કામમાં જે વેગ આપ્યો છે તે બદ્દલ તેઓશ્રીના સહકુટુંબનો હું ઋણી છું. મર્હુમ શેઠ શ્રીના આત્માને ઇશ્વર શાંતિ અર્પો એવી અંતરભાવના છે.

લી. આપનો સ્નેહાંકિત

**ભોગીલાલ.**

# ઘણું જીવો

## નેકનામદાર શ્રીમંત મહારાજા સાહેબ

# શ્રી વિજયદેવજી બહાદુર

શ્રી ધરમપુર.

આપ શ્રીમંત મારા પ્રત્યે લગભગ આઠ વર્ષથી વાત્સલ્ય ધરાવતા આવ્યા છો અને દિનપ્રતિદિન વધારે ધરવો છો તે જ મારા ભાગ્યની મહાન નિશાની. આપશ્રીએ આપના સ્ટેટનો માનવંતો રાજકવિનો ઇલ્કાબી નવાજેશ કરી કવિઓનું જે બિરૂદ આપ નામદારે વધાર્યું છે, અને રાજવી તરીકે જે ફરજ અદા કરી છે, તેને માટે આપ શ્રીમંતનો સદા આભારી-છું, પ્રભુ આપ નામદારશ્રીને સદા નિરોગી રાખો અને દીર્ઘાયુષી રહો · એજ અંતરભાવના.

લી. આપશ્રીનો બાળક,

**રાજકવિ ભોગીલાલ રતનચંદ**

ના સ્નેહપૂર્વક પ્રણામ.

# મર્હુમ શેઠ વાડીલાલ પુનમચંદનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર

ગુજરાતની ગૌરવભરી ભૂમીમાં ઘણા ઘણા મહાપુરૂષો થઈ ગયા છે અને તે મહાપુરૂષોના નામ આજે ઇતિહાસના પાના પર અમર શોભી રહ્યા છે તેવી ગૌરવભરી ભૂમીમા ' કાકરેચ ' અને ' ચુમાળ ' જેવા પ્રદેશોમા રાધનપુર નામનું મહા આલીશાન શેહેર શોભે છે. તે પ્રદેશને ખારોપાટ કહેવાય છે જેમ ખારાપાટમાં અનેક રત્નો પેદા થાય છે તેમ તે શહેરમાં ભવ્ય ઇમારતો ગગનથી વાતો કરી રહેલ છે. અને તે શહેર હાલમાં નવાબી રાજ્યથી શોભી રહ્યું છે અનેક જાતના વેપારથી આજે મુબઇ જેવા ધનાઢ્ય શહેરમાં અગ્રપણે સ્થાન રાધનપુરના વહેપારીઓ ભોગવી રહ્યા છે અને જેનાં ઘણાખરા બલકે સોએ સો ટકા વહેપારીઓ જૈન ગૃહસ્થોજ છે.

આ શહેરમાં એક ભાગ્યશાળી નરનો જન્મ સવત ૧૯૨૧ ની સાલમાં થયો અને તેઓશ્રીનું નામ વાડીલાલ હતુ. ઉમર લાયક થતા પોતે પોતાના પુરૂષાર્થથી પોતાના પિતાશ્રીની કિતીને જેમ બને તેમ વધારવી અને જગતમા કઇપણ શુભ નામના થાય તેવી અભિલાષો શેઠ વાડીલાલમાં ઉદ્દભવી અને તેને પરિણામે માતૃ ભૂમિનો ત્યાગ કરી પોતે મુંબાઇમાં આવ્યા અને ભાગ્યને ખીલવવા માડયુ. રાધનપુરના ઘણા ગૃહસ્થોનો વેપાર સટ્ટા ઉપરજ છે અને સટ્ટામા ખેલાડી તરીકે હિન્દુસ્તાનમા રાધનપુર શહેર જે રૂપે પ્રમાણે ઘણા વર્ષો

સુધી પોતે સટ્ટાની લાઇનમાં અને શેર બજારની લાઇનમા માથુ મુકી ઝપલાવ્યુ તેમના ધર્મપત્ની મેનાબાઇ પણ પોતે પતિ પગયણુ અને ગૃહસ્થાશ્રમનુ આદર્શ જીવન જાણુતા હતા. તેથી વાડીલાલ ભાઇના દરેક ઉત્સાહી કાર્યમાં હીંમત અને ડહાપણ ભરી સલાહ આપી પૂર્વજોના નામને દીપવતા હતાં. ઇશ્વર કૃપાથી અને પૂર્વના પ્રબલ પુન્યથી વાડીભાઇ દરેક વ્હેપારમા સારી રીતે ફાવ્યા. ભવિષ્યના ભાથા માટે ધાર્મિક કાર્યોમાં પોતાની યથાશક્તિ ધનનો વ્યય કરવા લાગ્યા.

કહેવતમાં કહ્યું છે કે જેમજેમ લક્ષ્મી સારા રસ્તે વાપરવામાં આવે તેમ તેમ લક્ષ્મી વધતી આવે છે કાળાનુક્રમે સમય અને ધર્મની અનુકુળતાએ તેઓશ્રી. એક લક્ષાધિપતિના બીરૂદને શોભાવવા લાગ્યા પોતામાં સત્ય અને નીતિ બંને ઊંચા પ્રકારની ભાવના હૃદયમાં વસતી હતી. અને તેથી ગમે તેવા કષ્ટોમાં પણ અજબ ધૈર્ય અને શાન્તિ તેઓનામાં પોતાના મુખ્ય મંત્રો હતા

આદિન પ્રતીદિન પુન્ય દશા ચઢતી આવી અને દરેક વેપારમાં ભાગ્યેજ નુકશાન હોય, આવી એક ધારી પુન્યાઇ આજના સમામા ભાગ્યેજ જોવામાં આવે છે. પણ પોતાને મુળથીજ ધર્મ ઉપર રાગ હોવાથી અને આચાર્ય શ્રી વિજયનિતી સૂરિશ્વરજીના સદ્ઉપદેશથી તેઓશ્રીએ જીર્ણોદ્ધારના કાર્યમાં પણ ઘણી સારી રકમ અર્પી અને સવત ૧૯૮૪ ની સાલમાં રાધનપુરમાં ઉપધાન વહેવડાવી ઘણીજ સારી રકમ ખર્ચી હતી, અને ભારે પુણ્ય ઉપાર્જન કર્યું. આ પ્રમાણે મુબાઇની જીવ-દયા મંડળીમાં પોતે રૂ. ૧૦૦૦) હજાર આપી પેટ્રન થયા અને અવાર નવાર જીવદયાના કાર્યમાં ગુપ્ત મદદ આપી હજારો મુગા જીવોના અભય દાતા બન્યા. આથી પણ વિશેષ કાર્ય તો એ હતુ કે તેઓશ્રી પોતાના જાતી ભાઇને તથા ઘણા-દુઃખી-આત્માઓને જે

મદદ શુપ્તપણે આપી કઇકના આશીર્વાદ લઇ પોતાનુ જીવન પોતે કૃતાર્થ કર્યું, તેઓએ શેર બ્રોકર તરીકે ઘણીજ પ્રતિષ્ઠા મેળવી અને શેર બજારમા ડીરેકટર તરીકે માનવંટો હોદ્દો ઘણા વર્ષો સુધી ભોગવ્યો અને પોતાની શુભ વૃત્તિથી લક્ષ્મી મેળવી. તેઓશ્રીને બે સુપુત્રો છે તેમા શ્રેષ્ટ પુત્ર ભાઇશ્રી રતીલાલભાઇ અને બીજા પુત્ર શ્રીયુત ધીરજલાલભાઈ બન્ને પુત્રો પિતાના ચારીત્ર પાછળ અને તેઓના આદર્શમા વિચાર ઉપર બન્ને પુત્રો પીતાની આજ્ઞામાં મશગુલ રહી પીતૃ સેવા બજાવાવતા હતા મોટા પુત્ર શ્રીયુત રતીલાલભાઈ તથા શ્રીયુત ધીરજલાલભાઇ બન્ને પુત્રોએ પીતાના હાથ નીચે રહી વેપારની તાલીમ લીધી. શેઠ વાડીલાલભાઇએ દરેક વેપારનો બોજો મોટા પુત્ર શ્રીયુત રતીલાલભાઇને સોપ્યો અને પોતે મળતા ટાઇમમા નીવૃતી લેવા માડી જ્યારે જ્યારે મનુષ્યનું ભાગ્ય બદલાય છે ત્યારે વેપારમા અણધાર્યો લાભ મળી જાય છે: તેવી રીતે શેઠ વાડીભાઇને એમજ થવા માંડયુ. તારંગાજીમા પણ પોતે ઘણાજ સારા પૈસા વાપર્યા અને પોતાની શક્તિ અનુસાર નામના કરી શેઠજીને ધાર્મીક પ્રવૃતિ ઉપર ઘણોજ પ્રેમ હતો, તેમજ સાહિત્ય પ્રત્યે પણ મહા અણ મુલો પ્રેમ હતો પોતાના નામથી હજારોના ખર્ચનુ પુસ્તક અજાગપાર્શ્વનાથનું ચરીત્ર પોતે છપાવી સાહિત્યને પ્રોત્સાહન આપ્યુ એક વખત મારે તેઓશ્રીની સાથે અગત વાત ચીત થઇ ત્યારે તેમને મને નીચે મુજબ શબ્દો કહ્યા હતા " રાધનપુર રાજ્યમા વરાણા ગામમા ખોડીયાર માતાના મન્દિરમા મહાશુદ ૮ ના રોજ પાડાનો વધ થાય છે તો ભાઈ તુ તેના માટે કઈ કર, " પણ મે કીધુ કે દેશી રાજ્યમાં હું શું કરી શકુ. તો પણ તેઓશ્રીનું વચન શીરોમાન્ય કરી તે કાર્ય મુબઇની જીવદયા મંડળી મારફત મે તથા જયતિલાલ માન્કરે ઉપાડયુ અને પહેલી વખત તો નાશી-પાશ થયા પણ બીજી વખત જીવના જોખમે તે કાર્ય કરવાનો નિશ્ચય

કર્યો અને તે કાર્ય પાર પાડયુ, તે વખતે મને કહે “ભાઈ, હવે મારૂ ઘડપણ થયુ છે, મારા શરીરનો ભરૂસો નહી હોવાથી તારે કંઈ કાર્ય હોય તો મને કહે.”

તે વખતે મારા સ્વભાવ મુજબ તે વાત મારી ધ્યાનમા ઉતરી નહી કારણકે બદલાની આશાએ કામ કરવાથી પ્રભુ રાજી રહેતો નથી, જેથી મે કશો પણ જવાબ ન આપ્યો એક વખત તેમના પોતાના મુખથી છેવટે નીકળ્યુ કે માગ કરતાં મારા પુત્રો તારા કરેલા કાર્યની કદર સારામા સારી કરશે માટે જેવો તુ મને પોતાને વડીલ તરીકે સમજે છે, તેવી રીતે મારા પુત્રો પણ તારાજ ભાઇ છે તેમ સમજજે

આ પછી મારે ને શેઠ સાહેબને મળવા વખત ફરી આવ્યો જ નહોતો પણ અવાર નવાર તેમની શાન્તતા અને સંતોષમય ભાવના મને ઘણી વખત યાદ આવતા. આ પ્રમાણે શેઠ વાડીલાલભાઇ પોતાના ચારીત્ર અને પોતાની શુદ્ધ બુદ્ધિ વડે ઘણીજ ઇજ્જત, આબરૂ મેળવી અને મુબઈ જેવા ધનાઢ્ય શહેરમાં શાબાશીભર્યા કાર્ય કર્યા, અને જ્યારે પોતે પોતાના શરીરથી સીથીલ બન્યા ત્યારે પોતાના જેષ્ટ પુત્ર શ્રીયુત રતિલાલભાઇને બધો વેપારનો અને વહેવારનો બોજો સોપી પોતે ૬૭ વર્ષની ઉમરે આ ફાની દુનીયાનો સંવત ૧૯૮૮ના માઘ વદ ૫ના રોજ ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યા. અને પોતાની પાછળ બે દીકરા ને એક દીકરીનો વિશાળ પરીવાર મુકયો આવી અનેક શુભ પ્રવૃતિઓ શેઠ વાડીલાલે પોતાના જીવનમા ઉતારી હતી, અને જીવનને સ્ફટીકરત્નની માફક દીપાવ્યુ, ધન્ય છે, તેવા સહાસિક પુરૂષોને, કે જે હાલ હયાત નહીં છતા પણ જગતને યાદ આવે છે, કારણકે તેઓશ્રીનો ચારીત્ર પ્રભાવ હતો પ્રભુ! તેઓશ્રીના આત્માને અવિચળ શાતિ અર્પો

હાલમાં શેઠ રતીલાલભાઇ તથા તેમના નાનાભાઇ શ્રી ધીરજલાલભાઇ બને ભાઈ મર્હુમ પિતાશ્રીના પગલે ચાલી પોતે પોતાની

હની તેથી સવાઇ કીર્તી વધારી, અને જાહેર કાર્યમા તેમજ સામાજીક કાર્યમાં સંપૂર્ણ ભાગ લઇ, શેઠ રતિલાલભાઇ અપૂર્વ ફાળો પોતાનો-અર્પી રહ્યા છે. અને તેઓશ્રીના લઘુબંધુ શ્રીયુત ધીરજલાલ ભાઇ પણ મોટા ભાઇના દરેક કાર્યમાં પોતાનો સંપુર્ણ સહકાર સાથે પોતે પોતાની પિતૃસેવાનુ ૠણ બજાવીને જીવન શોભાવી રહ્યા છે, પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે આવા પવિત્ર કુટુંબને સદા સુખી અને દીર્ઘાયુ રાખો એજ હૃદયની અંતિમ ભાવના.

લી.

**ભોગીલાલ રતનચંદ વોરા**

# મિત્રોનો આભાર

મારા આ પુસ્તકમા મારાતરફ શુભ લાગણી ધરાવનાર ગૃહ-
સ્થો તથા મીત્રોનો હું કયા શબ્દોમાં આભાર માનુ મારી નિસ્વાર્થથી
કરેલી સેવાનો જેમને યતકિંચીત બદલો મારા મીત્રોએ આપ્યો
છે તેના માટે મારે આભાર માનવો તે મારી ફરજ છે શેઠ
છગનલાલ ભાણજી તથા ઝવેરી શેઠ ઝવેરભાઇ પ્રાગજી તથા
રા. રા શેઠ વલમજીભાઇ ખેતશીભાઇ તથા શેઠ ફુલચંદભાઇ જેઓ
બધા ગૃહસ્થો જામનગર નિવાસી અને જૈન કોમમાં અગ્રપણે,
તેમજ જામનગર રાજ્યમા પણ અગ્રપણે સ્થાન ભોગવે છે.
અને તેઓશ્રીએ મારા પ્રત્યે પોતાની શક્તિ અનુસાર જે મદદ
આપી આભારી કર્યો છે તેના માટે તેઓશ્રીનો સદા આભારી છુ.
અને રૂણી છુ.

નામદાર દધાલીયાના ઠાકોર સાહેબ તરફથી મને મારા પુસ્તકમા
સારી મદદ આપી મને આભારી કર્યો છે, જેઓ એક ગજવી
તરીકે પોતાની ફરજ અદા કરી છે, તેમજ ઘણાજ વિદ્વાન છે, અને
કવિતાઓ ઘણીજ સુંદર બનાવી જાણે છે, તેમજ કોઇ પણ જાતનુ
અભિમાન નથી આવા ઉચ્ચ કુળના ગજવી અને વળી સુર્યવંશી
છે, તો તેઓશ્રીએ મારી જે કદર કરી છે, તેના માટે તેઓશ્રીનો
હમેશાં રૂણી છુ, અને સદા મને પોતાનો કરી રાખશે એવી આશા
રાખું છું. વડોદરા નિવાસી શેઠ હરગોવનદાસ લક્ષ્મીચંદ જેઓ
જૈન યુવક સંઘના પ્રમુખ છે, અને સાહિત્યના ઘણાજ પ્રેમી છે, મારા
ખાસ મીત્ર છે. આ સિવાય પરમાર શ્રી પ્રથમસીંહભાઇ ડાહ્યાભાઇ
તથા શેઠ ગુલાબચંદ મકનજી તથા બીજા તમામ અન્ય મીત્રોએ
મને જે જે મદદ અર્પી આભારી કર્યો છે, તે દરેક મિત્રોનો મારા
હૃદયથી હુ ખરો આભારી છું, અને જેવો પ્રેમ, દરેક મીત્રો ધરાવે
છે તેવો સદા કાયમ ધરાવશે એવી આશા રાખું છું.

આ સિવાય મુબઇનિવાસી શેઠ રણછોડભાઇ રાયચંદ જેઓ મારા પ્રત્યે સદ્‌ભાવ ધરાવે છે. જેમણે શેઠ ફકી ભાઇ, કેશરીચંદ, ભાણાભાઇવાળા પણ મારા પ્રત્યે સદા સદ્‌ભાવ ધરાવે છે અને મારા દરેક કાર્યમા પોતાનો ગનતો ફાળો આપી આભારી કરે છે. તેમજ ઝવેરી શેઠ પાટણનિવાસી મોહનલાલ ચુનીલાલ જેઓએ પોતાની સ્વકમાઈ ઘણાજ સારા કાર્યમાં વાપરી પોતે ઘણુ જ પુણ્ય ઉપાર્જન કરેલુ છે અને તેઓશ્રીએ પાટણના ઘણા જ યુવાનોને ઝવેરાતની લાઇનમા હુશિયાર કરી આદર્શ બનાવ્યા છે, તેઓશ્રીએ મને મારા પુસ્તકમાં પોતાની લાગવગથી જે જે મદદ અપાવી છે તેથી તેઓશ્રીનો જેટલો આભાર માનુ એટલો ઓછો છે.

રા. રા. શેઠ તીકમભાઇ મગનલાલ સુતરીયા તથા શેઠ ભોગીલાલ મગનલાલ સુતરીયા જેઓ રાજનગરમા અગ્રગણ્ય મોટા વેપારી છે અને તેઓશ્રીના વડીલભાઇ રા રા શેઠ ભગુભાઇ ચુનીલાલ જેઓ શ્રી આણદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ છે તેમ જ ઘણી જ સસ્થાઓના સચાલક છે, તેઓશ્રીનુ સારૂએ કુટુંબ મને પોતાને બાળક તરીકે સમજી હમેશા મારા કાર્યમા સંતોષ બતાવી રહ્યા છે તથા તેઓશ્રીના ભત્રીજા શેઠ બુધાભાઇ સકરચંદે મને આ પુસ્તકમા મદદ આપી મારો ઉત્સાહ વધાર્યો છે. તેમ જ શેઠ ત્રીકમભાઇ તથા શેઠ ભોગીલાલભાઇ બંને ગૃહસ્થોએ મારા સાહિત્યકાર્યમાં એક ગૃહસ્થને શોભે એવી મદદ આપી નવચેતન રેડ્યું છે તેથી તેઓશ્રીનો પણ આ સ્થાને આભાર માનુ છુ. અને પ્રભુ પાસે પ્રાથુ છુ કે હરહમેશા તેઓશ્રીને સદા સુખી રાખે. અને દીર્ઘાયુ ભોગવે

હવે વિશેષ વાંચક વર્ગનો ટાઇમ ન લેતાં આ સ્થાને મારા પુસ્તકમાં જે જે મિત્રો કે વાચક વર્ગ ગૃહસ્થ વર્ગ તથા લાગણી

ધરાવનાર દરેક વ્યકિતનો આ સ્થાને આભાર માનું છુ, અને છેવટે શેઠ ગુલાબચંદ નગીનદાસની પેઢી વાળા શેઠ ચીમનભાઇ તથા શેઠ સોમચંદ મગળદાસ તેમજ શ્રીયુત શેઠ કેશવલાલ મગળદાસ તેમજ દલાલ લલ્લુભાઇ કરમચંદ એ ચારે મિત્રો એ મારા કાર્યમા તેમજ ધંધામા સલાહ આપી આભારી કર્યો છે તેથી આ સ્થાને તેઓશ્રીનો આભાર માનું છુ. હવે છેવટે પેટલાદ નિવાસી શેઠ મોતીલાલભાઇ કરશનદાસ જેઓ બુલાખીદાસ મીલના એજન્ટ છે તેઓશ્રીના સુપુત્ર શેઠ હીરાલાલભાઇ તથા શેઠ હરીદાસભાઇ વિગેરે ત્રણે વ્યકિતઓ મારા પ્રત્યે વાત્સલ્ય ભાવ ધરાવે છે અને મારા પુસ્તકમાં બનતી મદદ આપી મને આભારી કરેલ છે પ્રભુ તેઓશ્રીને સદા સુખી રાખે આ સીવાય જે-જે મિત્રોએ મને ઉત્સાહ આપ્યો છે તે સર્વનો આ સાથે ઉપકાર માની મારી અંતરની ઉંડી લાગણી વ્યક્ત કરૂ છુ. પ્રભુ સર્વ મિત્રોને સુખ રાખે અને દીર્ધાયુ ભોગવે આ સીવાય પાલનપુર નિવાસી ન્યાયાધીશ સાહેબ શ્રીયુત નાનાલાલ, જે. દેશાઇ તથા રેવન્યુ કમીશન મે-ખોડાભાઇ સોમાભાઇ દેસાઈ તથા ઝવેરી કાન્તીલાલ મોહનલાલ વિંગેરે એ માગ પુસ્તકમાં મદદ આપી જે આભારી કર્યો છે તેના માટે તેઓશ્રીનો સદા રૂણી છુ. એજ પ્રાર્થના

**ભોગીલાલ રતનચદ વોરા**

## સાહિત્યકારોનો આભાર

શ્રીયુત ધીરજલાલ ટોકરશી શાહ તેમજ રા. રા. શ્રીયુત નાગકુમાર મકાતી બી. એ એલ. એલ બી. વકીલ વીગેરેના સહેવાસમા આવવાથી મને જે સાહિત્યનુ જ્ઞાન પેદા થયું છે તે માટે ભાઇશ્રી ધીરજલાલ ટોકરશી શાહનો તેમજ શ્રીયુત ભાઇ નાગકુમાર મકાતીનો આભારી છુ. પુસ્તકમાં જે જે ખામીઓ આવતી તે સુધારી મારા કાર્યમાં જે સરળતા કરી આપી છે તેથી તેઓશ્રીનો સદા રૂણી છુ.

ભોગીલાલ રતનચંદ કવિ

# કવિના બે બોલ

—:o:—

જગતમા લક્ષ્મી અને વિદ્યા બને વ્યકિતઓના રાહ ન્યારા છે. એક લક્ષ્મીનો ઉપાશક છે. તો બીજો વિદ્યાનો ઉપાસક છે. આ બને વસ્તુ સાથે મળી શકતી નથી તેથી ઇતિહાસો વાચતા કવિઓની કૃતીઓ યાદ આવશે પણ કવીઓ પાસે લક્ષ્મી કેટલી હતી તેનો ઉલ્લેખ નહીં આવે.

આ તો કુદરતનો નીયમ છે જ્યારે જ્યારે મારા મનને ઘણા ઘણા તરંગો આવે લખવામાં મને પ્રેરાય પણ આળસ અને પ્રમાદ એટલો બધો કે મારો વિચાર મારી પાસેજ રહે અને દિવસોના દિવસો અને મહિનાઓ નિકળી જાય. આ પણ એક કવિઓનું લક્ષણ છે.

મજકુર પુસ્તક છપાવવા સવા વરસથી મહેનત કરૂ છું પણ આજ કરૂ કાલે કરીશ એ વિચારમા પસાર થયો ટાઇમ કેટલો ગયો તે પણ મને ભાન રહ્યું નહિ અને તે આળસને લઇને આ પુસ્તક છપાવવા જે ઢીલ થઇ તેથી ગ્રાહકોની ક્ષમા માગું છું.

જયારે ભૂતકાળના ઇતિહાસો વાંચતાં કવિઓ દરેક રાજ્યના મુખ્ય અંગ ગણાતા અને દરેક કાર્યમાં તેઓની કુનેહ વાકય ચાતુર્યતા ઘણોજ ઉપયોગ લેવાતો હતો અને તેથીજ જુઓ તો કવિ ગગ, બારોટ ચદ કવિ કાલીદાસ વિગેરે વિગેરે આજે

જેઓના નામ ભૂતકાળના ઇતિહાસ ઉપર સુવર્ણ અક્ષરે કોતરાઇ રહ્યાં છે, અને આજે એ મરી ગયા નથી પણ આજે એઓનાં કાવ્યોરૂપી યશમાળાઓના મણુકા આપણી સામે મોજુદ છે.

તો જ્યારે જ્યારે સમય પલટાય છે ત્યારે વસ્તુ આખી પલટાય છે અને કવિઓની જે કદર ભૂતકાળમા હતી તેવી આજે કંઈ વિચીત્ર દશામાજે છે.

મે મારા જીવનમાં ભણવા સારૂ તસ્દી લીધીજ નહોતી. કારણ કે કુદરતનો મારા પ્રત્યે કોપ હતો મારી જીવ્હા તદ્દન બોલવામાં અશકત હતી મારા શિક્ષક પણ મને ભણાવતાં કંટાળી જતા આવી સ્થીતિમાં કુટુંબની આર્થીક સ્થીતિની મોટી મુજવણ ઉભી થઇ નાની ઊમરમાં દેશાવર જવું પડયું, કુદરતે યારી આપી દુઃખ સુખના સર્વ અનુભવો થયા. ત્યારે બાવીશ કે ત્રેવીશ વર્ષે શારદાદેવીની કૃપા થઇ અને કંઇ કાર્ય કરવાની અભિલાષા જાગૃત થઇ. કાર્ય ચાલુ કર્યું આખરે પ્રજાએ ઉત્સાહ આપ્યો અને ગામો ગામ મને સેવા કરવાનો લાભ મળ્યો તે પછી મુંબાઇની જીવદયા મંડળીના પ્રમુખશ્રી ઝવેરી લલ્લુભાઇ દીપચંદના સહેવાસમાં આવ્યો મુંગા પ્રાણીની સેવા બજાવવાનો ચાન્સ મલ્યો સાત વર્ષ સુધી જીવદયા મંડળીનું ઓનરરી પણે કાર્ય બજાવ્યુ તેનો બદલો પ્રભુને ત્યાં જમે કર્યો.

આખરે ઘણીજ સંકડામણમાં જીવન પસાર થયું ત્યારે મને ગુરૂદેવ શ્રી શાંન્તિસૂરીશ્રીનો સમાગમ થયો તેઓશ્રીની અત્યંત શાંન્તિથી મારો આત્મા કંઇ શાંન્તવન અનુભવવા માંડયો આવા આવા અનેક કષ્ટો ભોગવતું આ જીવન પસાર થવા માંડયું ત્યારે સ્વભાવિક મારા આત્માને વિચાર થયો કે મારા કાવ્યો કંઈ પુસ્તક રૂપે બહાર પાડું ત્યારે પાટણકર કાવ્યમંજરી ભાગ ૧ તથા બીજો બન્ને પુસ્તકોમાં મારા મીત્રો તરફથી તેમજ ગૃહસ્થો તરફથી મને ઉત્સાહ

મળ્યો અને તે પુસ્તક બહાર પાડ્યાં અને પ્રજાએ વધાવ્યાં હવે ચાર પાચ વરસ ના ગાળા પછી ભાગત્રીજો શરૂ કર્યો તેમા પણ શારદાદેવીની કૃપાથી તે પુસ્તક પણ મારા મીત્રો તથા ગૃહસ્થોએ વધાવી લઇ આગળથી ગ્રાહક થઇ મદદ આપી મારા કાર્યને સરળ બનવ્યું આજે મારા અહોભાગ્ય કે મારૂં આ ત્રીજું પુસ્તક જનતા આગળ રજુ કરવાનુ શુભાગ્ય મને મળ્યું અને તેથી પ્રભુનો પાડ મારા પુસ્તકમા વિદ્વતા નથી તેમજ કાવ્યકૃતિઓમા પણ શબ્દોની ઝમક નથી, તેમજ પીંગળનો પણ નિયમ નથી આવી સૂખી-લૂખી કવિતાઓમાં મારો અનુભવ અને હૃદયની ધગશ સિવાય કશુ હશે નહિ. તો આશા છે, કે આ પુસ્તક જનતા આગળ રજૂ કરતા મારે મારી જે જે ત્રુટીઓ હોય, તે ત્રુટીઓની જનતા આગળ રજૂ કરી, મારે ક્ષમા માગવી જ જોઇએ હું કવિ તરીકે જન્મ્યો નહોતો, પણ પ્રજાએ સ્થાપ્યો. વિદ્વાન તરીકે અભ્યાસમાં ચિત્ત ડેરાવ્યુ નથી. છતા સારા સારા વિદ્વાનોએ મને સાંભળવા સહકાર બતાવ્યો વડોદરા કોલેજના પ્રોફેસર રા. રા. અતિસુખશકર કે. ત્રિવેદી સાહેબ મારા ઉપર ખુશી થઇ મને સર્ટીફીકેટ આપી, આભારી કર્યો, જ્યારે મારા ઉપર આવા મહાન્ વિદ્વાનોનો જ્યારે અપૂર્વ પ્રેમ હોય, ત્યારે મારા આત્માને શુ આનદ થતો હશે, તે મારુ જ મન જાણે. તો આ પ્રમાણે જનતા આગળ મારા કાવ્યોની પ્રસાદી જનતાના ચર્ણોમા ધરું છું, તો ઉદાર દિલ રાખી વાચશે-વચાવશે અને ભૂલ તો હશે જ; છતા તે ભૂળની ઉદારતાથી સહન કરી મને ક્ષમા આપી, મારા કાર્યમા નવચેતન રેડશે. છેવટ મારી નમ્રપણે વિનતિ છે આ પુસ્તકમા ઉતાવળમા કંઇપણ ભૂલ થવા પામી હોય, તો સર્વની માફી ચાહી બધા મિત્રમંડળનો આભાર માની વિરમુ છુ. પ્રભુ સર્વને સુખી રાખો.

ભોગીલાલ રતનચંદ વોરા

ધરમપુર સ્ટેટ રાજકવી

# ભોગીલાલ રતનચંદ વોરા ( પાટણવાળા )

## હાલ અમદાવાદ.



જેઓએ રાજા મહારાજાઓ તેમજ પબ્લીકના સંગીત સાથે ધાર્મીક પ્રવચનમાં સેંકડો સુવર્ણ પદકો મેળવ્યા છે અને જેઓએ પોતાની શીઘ્ર કવિતાઓથી શ્રોતા વર્ગને મુગ્ધ કર્યાં છે. જેઓએ પોતાની અપુર્વ કળાથી ઘણા રાજાઓને વશ કર્યાં છે

# અગાઉથી ગ્રાહક થઇ પ્રોત્સાહન

## આપનાર સદ્દગ્રહસ્થોનાં

## મુબારક નામ

### મુંબાઇ

૨૦૧ મહુર્મ. શેઠ વાડીલાલ પુનમચંદ રાધનપુરવાળા (અર્પણ)
તરફથી તેઓશ્રીના ચિરંજીવી
શેર બ્રોકર રા. રા શેઠ રતિલાલભાઇ વાડીલાલ

૫૧ શેઠ રણછોડભાઇ રાયચંદ

૧૦૧ શેઠ અમૃતલાલ કાલીદાસ

૬ શેઠ કલ્યાણચંદ ઉત્તમચંદ પ્રભાસપાટણવાળા

૫૧ શેઠ મોતીલાલ મુલજીભાઇ હા. શેઠ સકરચંદ મોતીલાલ

૫ શેઠ મોતીલાલ નાનચંદ પાટણવાળા

૩૧ શેઠ નાનાલાલ છગનલાલ ઘાસવાળા

૩૧ શેઠ કેસરીચંદ ભાણાભાઇ હા. છગનભાઇ

### નરોલી

૧૦૧ પરમાર શ્રી પ્રથમસિંહભાઇ ડાહ્યાભાઇ

### દધાલીયા

૧૦૧ ઠાકોર સાહેબ શ્રી રમણસિંહજી બહાદુર

૨૦ શ્રી દધાલીયાના શ્રી સઘ તરફથી

### જામનગર

૧૦૧ શેઠ છગનલાલ ભાણજીભાઇ

૫૧ શેઠ ઝવેરભાઇ પ્રાગજીભાઈ ઝવેરી
૧૦૧ શેઠ ફુલચંદભાઇ તાંબાપીત્તળના કારખાનાવાળા
૫૧ શેઠ વલ્લભજીભાઇ ખેતશીભાઇ
૧૧ શેઠ જયન્તીલાલ તારાચંદ
૫ ન્યાયાધીશ સાહેબ રા. રા. સાંકળચંદ નારાયણભાઇ,
૨૫ રા. રા. નથુભાઇ ભાણજીભાઇ

## ભરૂચ

૧૦ શાહ છગનલાલ રાયચંદ, રીટાયર સ્ટેશન માસ્તર
૧૫ રા. રા શેઠ ભુખણદાસ ભગવાનદાસ વેજલપુર-ભરૂચ
૫ શા. કનૈયાલાલ નાથાલાલભાઇ વેજલપુર-ભરૂચ
૭ શેઠ દાનજીભાઇ હરનાથજી ભરૂચવાળા
૧ શા નગીનદાસ કપુરચંદ ઘીવાળા-ભરૂચ
૧૫ શેઠ લીલુભાઇ વિમળચંદ વેજલપુર-ભરૂચ
૫ શેઠ મગનલાલ પાનાચંદ શાહ
૫ શા. ચુનીલાલ સવાઇચંદ
૫ કેવળચંદ તારાચંદ વખારીઆ
૩ નરોત્તમદાસ સોમેશ્વર પોસ્ટમાસ્તર

## અહમદનગર, જી-સતારા

૨૫ શેઠ હસ્તીમલ દલીચંદ વોરા

## દેહગામ, (જીલ્લો સુરત)

૨૫ શેઠ ગુલાબચંદ મકનજીભાઇ

## અમદાવાદ

૧૦૧ શેઠ ત્રીકમલાલ મગનલાલ સુતરીયા
૧૦૧ શેઠ ભોગીલાલ મગનલાલ સુતરીયા
૫૧ શેઠ બુધાભાઇ સકરચંદ સુતરીયા
૧૦ શા પોપટલાલ શામળીદાસ
૭ ઝવેરી સાગભાઇ લીલચંદ
૫ શેઠ કેશવલાલ મુલચંદ
૫ શાહ મણિલાલ વાડીલાલ આપા
૧૫ શેઠ ચીમનલાલ માણેકલાલ મુનશી
૫૧ શેઠ શાન્તીલાલ પોપટલાલ મનસુખરામ

## સૂરત

૧૧ રા રા. કંચનલાલ મામાવાળા

## ભાવનગર

૧૫ નામદાર સર પ્રભાશંકર પટણી સાહેબ
૧૧ રા. રા. હેમચંદભાઇ રેલ્વેટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટ

## નેપાણી ( મહારાષ્ટ્ર )

૧૧ ગૌરીશંકર નંદકિશોર મહેતા
૫ બંકુલાલ લખમીચંદ ગાંધી
૧૧ રા. રા. ગણુપતલાલ છગનલાલ
૩ રા રા. રેવચંદ તુલજારામ
૩ રા. રા. હંસરાજ કીશનલાલ
૫ રા. રા. રતનચંદ વખારીયા

## કોલ્હાપુર

૨૧ રા. રા. હુકમાજી ડુંગાજી

૨૧ ,, જીતરાજ હિન્દુમલ
૫ રાવસાહેબ મોહનલાલ હેમચંદ્ર દોશી
૫ ગાંધી ફકીરચંદ છનાભાઇ
૨ શેઠ જોઇતારામ સખારામ
૫ શેઠ ગોકળચંદ દોલાજી
૫ શેઠ વરદામલ મનાજી
૩ શેઠ કેશરીમલ પ્રજાગજ પરચાર
૨ શેઠ ગીરેમલ ધુપાજી
૧ શેઠ ભાણાજી લવાજી
૧ શેઠ શા રામચંદ જશાજી
૧ શેઠ વીરચંદ
૧ શેઠ મુલચંદ મોતીજી
૧ શેઠ વીરચંદ અસલાજી
૨ શેઠ ભભુતમલ કેશરીમલ
૫ શેઠ પુનમચંદ નથમલજી
૩ શેઠ યશવંતલાલ વનમાળીદાસ
૫ શેઠ દેવીચંદ શ્રીચંદ
૧ શેઠ રતનચંદ હજારીમલ

## કરાડ (જીલ્લો સતારા)

૨૫ શેઠ વીરચંદ મોતીચંદ
૧ શા. વાલચંદ દલીચંદ
૧ શા. વાલચંદ લલ્લુભાઇ ગાંધી

## પુના—સીટી

૩ શેઠ નેમચંદ પ્રતાપ
૩ શા. દલસુખભાઇ મંગળદાસ

## ડભોઇ

૨ શેઠ હિંમતલાલ બાપુભાઇ કાપડિયા
૨ શેઠ દલસુખભાઇ કરમચંદ
૧ રા. રા. ખુશાલચંદ પ્રેમચંદ
૧ રા. છોટાલાલ પીતાંબરદાસ
૨ શા. ચુનીલાલ કસ્તુરચંદ
૧ રા. રા. જેઠાલાલ બાપુભાઇ
૧ રા. દલાલ ચકુલાલ સાકલચંદ
૧ રા. ચીમનલાલ સ્વરૂપચંદ
૧ રા. હિંમતલાલ હરજીવનદાસ
૧ રા. રા જીવણલાલ નગીનદાસ
૧ રા. રા. બાપુલાલ ભગવાનદાસ
૧ રા. રા. મુલજીભાઇ ચુનીલાલ
૧ રા. રા. રણછોડભાઇ પ્રેમચંદ
૧ રા રા. પાનાચંદ નાથાભાઇ
૧ રા. રા. ચુનીલાલ કપુરચંદ
૧ રા રા. છોટાલાલ વીરચંદ
૧ રા રા. નાનાભાઇ બાપુભાઇ
૧ રા. ત્રીભુવન વનમાળીદાસ
૫ રા. રા. ભોગીલાસ ફીલાભાઇ
૧ જોશી મુનસફ મહાદેવભાઇ
૧ રા. ગુલામહુસેન યાકુબભાઇ
૧ રા. રા. છોટાલાલ બાપુભાઇ
૧ રા. રા. મણિલાલ ત્રિભોવનદાસ
૧ રા રા. જીવણલાલ ગુલાબચંદ
૧ રા. રા. મગનલાલ પીતાંબરદાસ

૧ ગ. રા. મગનલાલ મુલજીભાઇ
૧ રા. રા. ગાંડુભાઇ મંગળદાસ
૧ ગ રા. જેઠાલાલ હરગોવનદાસ
૧ વકીલ મગનલાલ વાડીલાલ
શેઠ ચમનલાલ નાનચંદ (મરોલી)
૨૫ શેઠ રાયચંદ ગુલાબચંદ અચ્છારીવાળા
૧૧ શા. વીરચંદ તલકચંદ એરલાદવાળા

## પાલણપુર

૨૫ ઝવેરી મોકમલાલ વસ્તાચંદ હા રા. કાન્તીભાઇ
૨૫ શેઠ અમૃતલાલભાઇ નથુભાઇ
૧ ગ. ગ. મણિલાલ છગનલાલ
૧ રા. ગ. છોટાલાલ દલપતભાઇ
૧ રા. રા ફકીરચંદ નેમચંદ
૧ રા. રા. ફકીરચંદ ઝવેરચંદ
૧ રા. રા. મોતીલાલ દલપતભાઇ
૧ રા. રા. ચુનીલાલ કપુરચંદ
૧ રા. રા. શાહ છગનલાલ પીતાંબરદાસ
૧ રા. રા ચુનીલાલ ગુલાબચંદ
૧ રા ગ છગનલાલ ગુલાબચંદ
૧ રા. ા. નગીનદાસ ત્રીભોવનદાસ
૧ રા રા હીરાલાલ લલ્લુભાઇ

## વડોદરા

૪૧ રા. રા શેઠ હરગોવનદાસ ગોવરધનદાસ દહેગામવાળા
( જૈન યુવક સંઘના પ્રેસીડેન્ટ )

અંબીકા વિજય ફેકટરીવાળા

૪ શેઠ ખુબચંદ ફતેચંદ
૫ રાજવૈદ્ય મણિલાલ બાપુભાઇ
૧ શેઠ પનાલાલ મગનલાલ ઝવેરી
૧ રા. રા. કાન્તિલાલ જેસીંગભાઇ
૧ રા. રા. ફુલચંદભાઇ નાથાભાઇ
૨૩ દમણના મિત્રો તરફથી

## પેટલાદ

૫૧ શેઠ મોતીલાલભાઇ કરશનદાસ
૧૧ શેઠ મણિભાઇ છગનલાલ

## ખંભાત

૨૫ શેઠ મોહનલાલ ઇચ્છાચંદ
૧ રા. રા. ચુનીલાલ શામળજીભાઇ
૧ રા. રા. શાન્તિલાલ મગનભાઇ
૧ સૈયદ બાપુમીયાં સોમીલ
૪ અમીરૂદીનભાઇ અમનમીયાસાહેબ
૧ રા રા. ઠક્કર મોહનલાલ રણછોડદાસ
૧ ગ શીવલાલ છોટાલાલ
૧ રા. મોહનલાલ રૂપચંદ
૧ રા. મોહનલાલ જગજીવનદાસ
૧ રા. જમનાદાસ લલ્લુભાઇ નરોત્તમદાસ
૧ ગાંધી છોટાલાલ અમૃતલાલ
૧ માસ્તર નાથાલાલ હરિલાલ
૧ ભાવનગરવાળા છોટાલાલ પીતાંબરદાસ

૧ ભાવસાર ચુનીલાલ છોટાલાલ
૧ રા. રા. રસીકલાલ ચુનીલાલ
૧ ખત્રી ભગવાનદાસ અબાલાલ
૫ ઝવેરી હીરાલાલ વાડીલાલ મુબાઈ
૧ ભટ્ટ શાતિલાલ ગણપતલાલ
૧ રા. ચીમનલાલ રતનચંદ
૧ ઘાચી મફતલાલ પીતાબરદાસ

## ધરમપુર

૧૦૦ ધરમપુર મહારાજાના પરમનલ આસીસ્ટન્ટ સેક્રેટરી સાહેબ ભોગીલાલભાઈ જગજીવનદાસ મોદી

ઉપરના જે જે સદ્દગૃહસ્થોએ મારા પુસ્તકમા પોતાના મુબારક નામ આપવામા જે લાગણી બતાવી છે તેથી તેઓશ્રીનો આભારી છુ

લી.

ભોગીલાલ કવિ

## પૂજ્ય પિતાશ્રી



આ લઘુ પુસ્તક પાટણકર કાવ્યમંજરી ભાગ ત્રીજો આપશ્રીના શુભ આશીર્વાદથી જનતા આગળ રજુ કરૂ છું. અને આપશ્રીના હૃદયની કાવ્ય પ્રસાદીનો મને જે જે લાભ કિંચિત મળ્યો છે તે લાભ જનતા આગળ રજુ કરી મારી ફરજ અદા કરૂં છુ અને આપશ્રીના ચર્ણોમાં મારૂં આ લઘુ પુસ્તક ધરૂં છુ બાળક ઉપર આપશ્રીનો સદા શુભાશિષ રહો, એ જ પ્રાર્થના.

લી. આપનો બાળક,

ભોગીલાલ

# અનુક્રમણિકા.

# દાનવીર શેઠ છગનલાલભાઇ ભાણજી શાહ.

જામનગર નીવાસી ( કાઠીયાવાડ )



જેઓશ્રી લેખક પ્રત્યે હમેશાં ઘણાજ મીત્રભાવથી મારા કાર્યમાં સારામા સારી સહાયતા અને ઉદાર વૃતી બતાવતા આવ્યા છે આ પુસ્તકમાં તેઓશ્રીએ મને અગાઉથી સારામા સારી મદદ આપી આભારી કર્યો છે તેથી લેખક હમેશાં તેઓશ્રીના રૂણી છે

લી કવી ભોગીલાલ

# મેરીટ
# ઓર્ડર ઓફ જામનગર નિવાસી
# દાનવીર શેઠ
# છગનલાલ ભાણુજીભાઇનું ટુંક
# જીવન ચરિત્ર

કાઠીયાવાડમાં આવેલા સોરઠ પ્રદેશમાં જામનગર એક અલબેલું શહેર શોભી રહ્યું છે. અને તે શહેરમાં વેપાર વીગેરે ઘણીજ સારી હાલતમાં ચાલે છે. ભૂતકાળનો ઇતિહાસ જાડેજા વંશનો ઘણોજ મનન કરવા જેવો છે. અને જામનગરની રાજ્યગાદી ઉપર ઘણાજ પ્રભાવશાળી રાજવીઓ પોતાની યશસ્વી કારકીર્દી શોભાવી આજે અમર નામના કરી ગયા છે. તે જામનગરમાં મર્હુમ રાજવી રણજીતસિંહનું એક બાહોશ અને ઉદાર સ્વભાવના હતા, અને જેઓશ્રીનું બ્રિટીશ ગવર-મેન્ટમાં ઘણુંજ માન હતું. અને બધા દેશી રાજ્યોના રાજાઓ કરતાં તેઓશ્રીનું અગ્રસ્થાન અગ્રસ્થાને હતું. આવા પ્રભાવશાળી રાજવીના વખતમાં એક જામનગરની સાધારણ વ્યક્તિ પોતાના સ્વા-શ્રય અને બુદ્ધિબળથી મર્હુમ રાજવી શ્રી રણજીતસિંહજી બહાદુરનું મન જીતી કૃપાપાત્ર બન્યા, અને તે કૃપાપાત્ર બનનાર એક જૈન (વ્યક્તિ છે) અને તેનુ નામ શેઠ છગનલાલ ભાણુજીભાઈ તરીકે આજે જામનગર તેમજ સારા કાઠીયાવાડમાં મશહુર છે. આ વ્યક્તિમાં એવા અનેક સદ્‌ગુણો છે, કે-તે સદ્‌ગુણો બહાર લાવવા મારો લગભગ પાંચ વર્ષથી વિચાર ચાલતો હતો, પરંતુ જે વ્યક્તિ પોતે જ નિરાભિમાની હોવાથી પોતે પોતાનો જીવનવૃત્તાત તેમજ પોતે કરેલી ઉદારતા, તેમજ ધાર્મિક, તેમજ વહેવારિક, તેમજ સમાજના લાભમાં અનેક કાર્યો પોતે તન, મન, અને પુષ્કળ ધનનો ઉપયોગ કરી પોતે પોતાની માતૃભૂમીની

સંપૂર્ણ સે ા બજાવી છે. અને હાલ પણ બજાવી રહ્યા છે. આવા પુરૂષોની કારકીર્દી, જગતના આગળ, જાહેર આવે અને જગતના ધનવાનો તેઓશ્રીનો ધડો લઇ શીખે તેજ અભિલાષાએ શેઠ છગનલાલ ભાણજીભાઇનુ જીવન ચરીત્ર બહાર પાડવા મારી ફરજ સમજુ છુ. મર્હુમ રાજવી દેવગત થયા પછી જામનગ ની પ્રજાના અહોભાગ્યથી મર્હુમ રાજવીને પણ ભુલાવે તેવા રાજવી જામનગરની પ્રજાને સુભાગ્યે પ્રાપ્ત થયા છે, અને તેઓશ્રીનુ નામ નેકનામદાર જી સી આઇ. લેફ્ટન કર્નલ શ્રી દિગ્વિજય સાહેબ બહાદુર, રાજવીરાજ સિંહાસન પર વિરાજમાન થયા, પછી પ્રજાને અત્યંત લાભ થયો છે. અને પ્રજાને પોતે પોતાની બેટાબેટી તરીકે પાળે છે. અને પ્રજાની અગવડતા સંતોષપૂર્વક રીતે પૂરી પાડી પ્રજાનો આશીર્વાદ લે છે. પ્રભુ આવા રાજવીને હંમેશાં દીર્ઘાયુષ્ય બક્ષો આ રાજાબહાદુરશ્રીને પણ આપના માનીતા જામનગર નિવાસી શેઠ છગનલાલ ભાણજીભાઇ માટે તેઓશ્રીના હૃદયમાં ઘણુજ ઉંચુ માન છે, અને ઘણો જ અનહદ ભાવ રાખી રહ્યા છે, તેથી શેઠ છગનલાલ ભાણજીભાઇ પોતે પોતની સાધારણ સ્થિતિમાથી કેવી રીતે સારી સ્થીતિમા આવ્યા તે ઇતિહાસ ઘણોજ જાણવા જેવો હોવાથી તેઓશ્રીના જીવનચરિત્રનો પ્રારંભ કરૂ છું

આજ કાલ જગતમાં ચડતી અને પડતીના આંદોલનો પરંપરાથી ચાલતા આવ્યા છે, તેમાં કંઇ નવાઇ જેવુ નથી. મનુષ્ય માત્ર કાર્યને આધીન છે. સોરઠ જેવા પ્રદેશમા જામનગર જેવા અપ્રતીમ શહેરની અંદર એક ભાણજીભાઇ નામના ગૃહસ્થ ઘણા જ સાધારણ સ્થિતિમાં રહેતા હતા અને તેઓ પોતાની શક્તિ અનુસાર વેપાર કરી પોતે પોતાનો નીભાવ કરતા હતા. અને ધર્મ ઉપર ઘણી જ અચળ શ્રદ્ધા ધરાવતા હતા. અને તેઓશ્રીને પતિપરાયણ ગૃહસ્થાશ્રમને શોભાવે તેવા કંકુબાઇ નામના ગૃહલક્ષ્મી હતા અને પોતે ઘણી કરકસરથી અને સંતોષથી પોતાનો ગૃહસ્થાશ્રમ ઘણી જ ઉજ્જવળ

કીર્તિથી ચલાવતા. અને જગતમા જીવનનો અમુલ્ય રસ ચાખતા પણ જ્યારે મનુષ્યની પરીસ્થીતી સુધારવાની હોય અગર કર્મની કૃતી જ્યારે અમલમા આવવાની હોય ત્યારે કંઈ પણ અમુલ્ય વસ્તુ પ્રાપ્ત થાય છે, તેવીજ રીતે સંવત ૧૯૫૦ ની સાલમા પોતાની ધાર્મીક વૃતી તેમજ પતિ પ્રત્યે સદભાવ વીગેરે અનેક ગુણોથી પુણ્યનો થોક જમા કરેલો તે પુણ્યને અનુસરી જે એક મહાભાગ્યવાન પુત્રનો જન્મ થયો, અને તે પુત્ર હાલના શેઠ છગનલાલ ભાણજીભાઈ. માતાનો હરખનો પાર હોયજ નહી, તેના આનંદનીસીમા એટલી વધી હતી કે મારાથી તેનુ વર્ણન થઈ શકે તેમ નથી. જેમ જેમ પુત્રની ઉમર દીન પ્રતિદીન વધતી ગઈ તેમ તેમ શેઠ ભાણજીભાઈની સ્થીતી-મા પણ ફેરફાર પડતો ગયો. અને પ્રભુ ત્રાજવે આવ્યો જ્યારે પાચ વરસની ઉમર હતી ભણવા સારૂ બેસાડવામાં આવ્યા. પણ ભણવામાં પોતે જોઈએ તેવા આગળ વધી શક્યા નહી, પણ ભાગ્યમાં તો ઘણાજ આગળ વધ્યા. અને ઘણીજ નાની ઉમરમાં તંબોળીનો વેપાર કરવા માડયો, કહેવતમાં કહે છે કર્મ આગળ પાંદડુ તેવી રીતે તેઓશ્રી એક સાધારણ વેપારથી દીવસે દીવસે ઘણાજ આગળ વધ્યા, અને મર્હુમ રાજવી રણજીતસીહજીના પ્રેમ પાત્ર બન્યા અને આખા રાજ્યમા તેઓશ્રી પ્રત્યે વેપારમાં ઘણુંજ માન વધ્યુ તેઓશ્રીનાં ધર્મપત્ની પણ ઘણાજ શુશીલ તેમજ વીવેકી હતા અને તેઓશ્રી એક દીકરો મનસુખલાલ કરીને હતો, પણ કર્મની દશા બળવાન છે તે દીકરો લગભગ બાર-તેર વરસની ઉમરે સ્વર્ગવાસ પામ્યો. (પ્રભુ તે આત્માને શાન્તિ અર્પો) પુત્રના અવસા-નથી શેઠ છગનલાલ ભાણજીને ઘણોજ આઘાત લાગ્યો અને પોતે એક વીચીત્ર સ્થીતીમાં આવી ગયા. પણ ક્રમે ક્રમે તે શોક ભુલાવવા માંડયો. તે પછી તેઓશ્રીની વૃત્તી ધાર્મીક તેમજ પરોપકારી કાર્યમાં પ્રેરી તેથી-તેઓ ઘણા દુખી તેમજ અપગ, નિરાધાર આત્માઓને

શુભ મદદ આપી પોષવા માંડયા પોતાના માતુશ્રીને ધર્મધ્યાન કરવા-કરાવવામાં પોતે ઘણોજ રસ ભર્યો ભાગ લેતા અને હજારો રૂપીયા ખર્ચી માતુશ્રીના આત્માને આનંદ આપતા હતા તેઓશ્રીના પિતા પણ કાળના ચક્કરમાં ઝડપાયા અને તે પણ આ દુનીયાનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યા. પિતાના ઉપકારનો બદલો સુપુત્રની ફરજ પ્રમાણે પોતે વાપર્યો અને એક સારા ગૃહસ્થ તરીકે પોતે પોતાની યશ કિર્તી જમાવી. આ પ્રમાણે ઘણાજ અન્ય કોમના દુઃખી આત્માઓનો પણ પોતે ઘણોજ આશીર્વાદ લીધો અને લે છે.

આ પછી ધુવાવના જૈન દહેરાસરમાં શ્રી જીનેશ્વર ભગવાનની બે પ્રતિમાઓ પધરાવી અને તે નિમીતે પણ યથાશકતી પ્રમાણે ખર્ચ કરી પુણ્ય હાંસલ કર્યું.

પાલીતાણામાં માતુશ્રીએ ઉપધાન કર્યા હતા તે વખતે પણ સારો ખર્ચ કરી માતુશ્રીના આત્માને આનંદ આપ્યો હતો

આવી આવી અનેક બાબત તેઓશ્રીના શુભ હસ્તે થઇ ઉદ્યમ પ્રત્યે આગળ વધવાની અભિલાષા ઘણીજ હતી. તેવીજ અભિલાષા નેક નામદાર જી. સી. આઇ. લેફટન મહારાજાશ્રી દિગવીજયસીહજી સાહેબને પણ હતી અને એ અભિલાષાને આધીન થઇ હમણાં થોડાજ વખતમાં દીવાસળીનુ કારખાનુ જામનગરમા શ્રી માહારાજા સાહેબ શ્રીના શુભ હસ્તે ખુલ્લુ મુકયુ આવી ઉદ્યોગીક પ્રવૃતિમાં પણ પોતે અનેક જાતનો રસ લઇ રહ્યા છે. વળી સાહીત્ય તેમજ પરોપકારી કાર્યમાં પણ ઉદારતામા કચાસ રાખતા નથી, આ બધી વસ્તુનો આધાર કેવળ ગૃહ લક્ષ્મી ઉપર હોય છે અને પુર્વના પુણ્ય યોગે ગૃહ લક્ષ્મી રજવંતી બેન પણ પોતાના પતિના શુભ કામમા ઉત્સાહ ભર્યો ભાગ લઇ પોતાનુ કર્તવ્ય બજાવી રહ્યા છે. આવા આત્માઓને પરમાત્મા સદા દીર્ઘાયુષી રાખો અને આરોગ્યતા બક્ષો આ બધી કારકીર્દીના અંગે રાજ્ય તેમજ ગવર્મેન્ટ તરફથી બોર્ડ ઓફ

મેરીટનો ઇલકાબ નવાજેશ કરવામાં આવ્યો. પ્રભુ આવા ભાગ્યવાનની સાહ્બી સદા કાયમ રાખો તેવી અંતીમ ભાવના.

લી. આપનો
ધરમપુર સ્ટેટ
**રાજકવિ**
**ભોગીલાલ રતનચંદના**
**જયજીનેન્દ્ર**

**તા. ક.** જામનગરના હાલના મહારાજા શ્રીના પિતા શ્રી. જ્વાનસીંહજી સાહેબનો મેલાપ પણ મને થએલો તે પણ શેઠ છગનલાલ ભાણજીભાઇને આભારી છે.

# ઇનામ રૂા. ૧૦૦ ઇનામ



ગમે તેવો જુનો અગર નવો હિસ્ટીરીઆ હોય તો અમો કહીએ એ પ્રમાણે દવા વાપરનારને જો ન મટે તો ઉપરનું ઇનામ આપવામાં આવશે.

## હિસ્ટીરિઆ વિનાશક ચુર્ણ

ડબી, નં. ૧ રૂ. ૧—૮—૦

શકિતનો અખુટ ખજાનો

## ચિતરંજન ગુટીકા

બાટલી ૧ની કિંમત, ૮—૦—૦

ગમે તેવા તાવ માટે અકસીર

**હેલ્થકયોર,** બા. ૦—૧૨—૦

બીજી અનેક દવાઓ અમારી ફાર્મસીમાં બને છે. એક વખત મંગાવી ખાત્રી કરો.

ધી

## પાટણકર ફાર્મસી

પ્રો. બી. આર પાટણકર

ઠેકાણું
રતનપોળ
મહાવીર
સ્વામીના
દહેરાસર સામે
અમદાવાદ.

તા. કે. બહાર ગામ માટે એજન્ટો જોઈએ છે.



## મંગળાચરણ

*

### પદ ૧ લું.

( રાગ ભૈરવીની ચાલ )

પ્રેમે નમું શારદા (૨)

બુદ્ધિ વધારો, નીતિ સુધારો મોરી;
જીવન નૈયા પાર ઉતારો મોરી,
ટાળી દેજો આપદા, પ્રેમે નમું શારદા. ૧

જ્ઞાની જનોએ તુજને સેવી;
કવિવર્યોની આંતરિક દેવી,
દેતી નિત્યે સંપદા, પ્રેમે નમું શારદા. ૨

પ્રેમ અનોપમ શારદ તહારો;
મુજ જીવનમાં તુજ સહારો,
સહાય તું દેતી સદા, પ્રેમે નમું શારદા. ૩

તુજ કૃપાએ આનંદ લઉં છું;
ગ્રામે ગ્રામ યશ પામું છું.
કર જોડી ઇચ્છે (ભોગી) સહાય થજે સર્વદાઃ
પ્રેમે નમું શારદા ૪

---

## પદ ૨ જું.

*

## નમો નમો મંગળમય મહાવીર

(રાગ આશાની લય)

નમો નમો મંગળમય મહાવીર (૨)
શાસનનાયક ધીર, નમો નમો. એ ટેક

ગૌતમ ગણધર, સ્થૂલિભદ્રાદિ;
મુનિ મંડળ મહા ગંભીર. નમો નમો ૧

ચંડ કોશી જ્યારે ચર્ણે ડસીયો.
તો યે ન ક્રોધ અંતર વસીયો;
રાખી પ્રભૂએ કેવી ધીર. નમો નમો ૨

કાનમાં ખીલા જ્યારે ઠોકાણા,
અનેક પરિષહો સુખ કરી માણ્યા;
તો યે રાખ્યુ મન સ્થિર. નમો નમો ૩

શેર બ્રોકર દાનવીર

## શ્રીયુત શેઠ અમૃતલાલ કાલીદાસ શાહ..



જેઓશ્રી મારા કાર્યમાં પોતે મદદ આપી મને આભારી કર્યો છે તેથી
તેઓશ્રીનો હું મહાનો ઋણી છું

લી. કવી ભોગીલાલ

ચંદનબાળા શ્રાવિકા સાચી,
અડદ બાકુળા પ્રભૂ પ્રતિ લાભી,
જેની તૂટી ગઈ જંજીર નમો નમો ૪

નર હત્યારો અર્જુન માળી,
જેના કર્મો દીધા પ્રજાળી,
ઉતાર્યો ભવ જળ તીર. નમો નમો ૫

અંગુઠે અમૃત લબ્ધિ બિરાજે,
ત્રણ ભૂવન જેની ઘોષણા ગાજે;
વાણી મીઠી દૂધ ખીર. નમો નમો ૬

શાસન દેવી સહાય જ કરજો,
શારદા દેવી અંતર વસજો,
(ભોગી) નમાવત શીર. નમો નમો ૭

---

## પદ ૩ જું.

*

## જગતતણો સહકાર

(લાવણી)

જગત્ તણા સહકારને માટે, સૌ સમજો વહેવાર (૨) હાંહાં
જીવનમાં એ અણુમૂલ વસ્તુ, કરો અતિ વિચાર;
એ વિચારે વિચરો જગમાં, સહાય સદા કીરતાર. હાંહાં–૧

અનેક કષ્ટો આવે કર્મે, સુખ દુઃખ છે સંગાથ;
સમય તણું સમજી લો સાધન, તો બાજી તારે હાથ. હાંહાં-૨

આ અવનીમાં શ્રેષ્ઠ છે વસ્તુ, નીતિ, સત્યને ધાર;
કહે ભોગીલાલ એ વહેવારથી, બેડા જગમાં પાર. હાંહાં-૩

---

## પદ ૪થું

*

## મનુષ્ય

(દોહરા)

મમ્મા તણું જ્યાં મંન તો, મજબૂત જેનું છે નહિ;
માયા મહિં ગુલતાન છે, કિંમત તેની છે નહિ ૧

જે માનમાં મરડાઈ મરે, તેને મનુષ્ય નહિ માનવો;
કહે કવિ ભોગી ખરે, હેવાન સમ પિછાનવો. ૨

નન્ના તણી નીતિ નથી, જ્યાં ન્યાયનું નહિ નામ છે,
એવા મનુષ્યો છો ભલે, પણ મનુષ્ય નહિ હેવાન છે. ૩

સસ્સા તણી શાંતિ નથી, સંતોષનું નહીં નામ છે.
શ્રદ્ધા નથી જ્યાં ધર્મની, એ મનુષ્ય નહીં હેવાન છે. ૪



## પદ ૫મું

*

## લગ્નની સમશ્યાઓ

(દોહરા)

૧

**જમાઇને તિલક કરતી વખતે—**

આવે જમાઇ જ્યાં આંગણે, કુમ કુમ તિલક સાસુ કરે
લાલ કપાળ સદા તપો એ ભાવના સદા હૈયે ભરે. ૧

૨

**ચોખા વધાવતી વખતે—**

ચોખા વધાવું પ્રેમથી તેમ ઇજ્જત તાહરી વાધજો
એ ઇજ્જતથી મુજ જમાઇ–મુજ બેટીને સંભાળજો ૨

૩

**નાક ખીંચતી વખતે—**

નાક ખીંચુ છું જમાઇ સમશ્યા જરી સમજો સહી
કાયા ભલે તમ જાય તો–આ નાકને ખોશો નહી ૩

૪

**માટીના કોડીઆં ચગદતી વખતે—**

માટીતણાં બે કોડીઆં ચગદી જમાઇ જાય છે.
ત્યાં કની કોઈ જ્ઞાનીની કઇ ભાવના સમજાય છે ૪

## શાથી ?

માટી તણો આ માનવી માટીને લેવા જાય છે.
માટી તણી માટીની માયા માટીમાં મળી જાય છે ૫

૫

## સાસુ પોખવા આવતી વખતે—

આવે સાસુ, જ્યાં પોખવા સમસ્યા જ કેવી ઉચ્ચરે
મુજ બેટી માટે શુ છે ધંધો તે જમાઈને સુચવે ૬
ઘેર રેંટીઆ છે કેટલા તેમ ત્રાકને બતલાવતી
ઘેર ફૂઝણાં છે કેટલાં તે તો જમાઈને પૂછતી ૭
ઘેર ખેતીવાડી કેટલી હળ ધુસરુ બતલાવતી
ખાંડણી અને ઘંટી તણા પણ ખીલડા સમજાવતી ૮
મૂજ દીકરીને સુખ સારૂ ધધો જમાઈને પૂછતી
મુંગો મુંગો એ સાંભળે સાસુ હૃદયમાં દુઃખી થતી ૯
ઘંટી ગઈ ખાંડણી ગઇ ને ફૂઝણાં ચાલ્યા ગયા
ખેતીવાડીનાં સાધનો પણ આજ સિથિલ થઇ ગયાં ૧૦
રેંટીયા સળગી ગયા હુન્નર સહુ નિસ્તેજ થયા
જેથી અત્યારે દેશમાં બેકાર બહુ વધતા ગયા ૧૧

૬

## કન્યા તાંબુલ થુંકતી વખતે—

કન્યા પછી ત્યા પ્રેમથી પડદો જ આડો બાંધતી
ભવિષ્યના ભરથારને સમસ્યાજ પ્રેમદા પૂછતી ૧૨

પતિતણુા દેદાર જોતી વિદ્વતા નિહાળતી
સંસારમાં સારસાધવા તાબુલ તે પર થુંકતી ૧૩
કેમ તાંબુલ થુંકતી, પતિ જરી સમજે નહીં
સાચા હૃદયના સત્ય પ્રેમ અનુભવ વિના જાણે નહીં ૧૪
ત્યારે સતી દિલગીર થતી મનમા ઘણી કચવાય છે
કેમ સંસાર ચાલશે પણ લોક લાજથી લજવાય છે ૧૫

## (તાંબુલનો ખુલાસો)

તાંબૂલ કેરો રંગ તો, ધોબી ધૂવે જાશે નહિ,
મારી તમારી પ્રીતડી, મરતા સુધી છૂટે નહિ. ૧૬
એવો પવિત્ર પ્રેમ પીયુ, હૃદયમાહી ધારજો;
પડદો છોડી કહે પ્રેમદા, સંસારમા સાર સાધજો. ૧૭

૭

## માંહ્યરામાં બેસતી વખતે :

કન્યા કુવારી ત્યાં કણે, લૂણને ઉતારતી;
આધિ વ્યાધિ સૌ દૂર થાજો, એ ભાવના દિલ ભાવતી. ૧૮
કાચા સુતરના તારથી, પ્રેમ ગોષ્ઠી સાધતાં,
સાક્ષી રૂપે જૂઓ જરી, ગણેશને સ્થાપતા. ૧૯
યુગલ પ્રેમીઓ તહીં, નીજ પ્રેમને શોભાવતા,
એક એકના હૃદય મહીં, ચમકારને ચમકાવતા. ૨૦
સંસારની અટવી મહીં, નીજ સફરને સાધવા,
આદર્શ જીવનની મહીં, પ્રેમ જ્યોતને જગાવવા. ૨૧

૮

### ચોરીમાં બેસતી વખતે:

પ્રેમીયુગલ બે પ્રેમથી, ચોરી મહીં વિરાજતા;
માન માયા લોભ ક્રોધની, ચોરી હૃદયથી ત્યાગતા ૨૨
દાન શિયળ તપ ભાવના, ચોરીને સંભાળજો,
સંસારની સફર મહીં, એ ભાવના દિલ ભાવજો. ૨૩

(૯)

### મંગળફેરા:

ચાર મંગળના ફેરા, પ્રેમથી ફરતા સહી,
ચાર મંગળ સાધવા કટિબદ્ધ બનજો સહી. ૨૪
ચંદ્ર સૂર્યની સાક્ષી હો, હસ્તમેળાપ થાય છે,
બન્ને જણાની જવાબદારી. ત્યાંકની બંધાય છે. ૨૫
દેવ પણ આશિષ અર્પે, વરવધૂને પ્રેમથી;
સજ્જન સૌ એ ઇચ્છતા, સેવા સમર્પો સ્નેહથી. ૨૬

(૧૦)

### કંસાર પીરસતી વખતે:

સાસુ જૂઓ જ્યાં પ્રેમથી, કંસાર પીરસવા આવતી,
કંસારમાં જે સાર છે, તે તત્ત્વને એ માગતી. ૨૭
કંસાર સમ કાયા થજો, નિર્માલ્ય તો બનશો નહિ,
ઘી ની અમૃતધાર છે, એ અમૃતને ભૂલશો નહિ. ૨૮
સાકર તણી મીઠાસ છે, જીવન સદા મીઠું કરો;
પ્રેમે જમો પ્રેમે જમાડી, જીવન સદા સુખી કરો. ૨૯

કંસારના એ સારમાં, સંસારને મજબૂત કરો,
સાચા હૃદયની ભાવના, અંતરે એ ઉતરો. ૩૦

(૧૧)

**એકી-બેકીઃ**

એકી અને બેકી તણા, જ્યાં દાવ તો ખેલાય છે;
સંસારની શેત્રંજ જૂઓ, કેવી રીતે સમજાય છે. ૩૧
એકી આવે જે વ્યક્તિને, એકાંતને ભૂલશો નહિ;
એક કેરી ટેકમાં, મેખ કદી કરશો નહિ. ૩૨
એકાંત પ્રભૂના પ્રેમમાં, દિલ જૂદા કરશો નહિ;
બેકી તણા પૂણ્ય-પાપમાં, શુભ કાર્યને ચૂકશો નહિ ૩૩
લગ્નો તણી શમાશ્યા, શ્રોતા સહુ વિચારજો,
અલ્પ મતિ **ભોગી** તણી, સંસાર સુખમય સાધજો. ૩૪

---

## પદ ૬ ઠું.

*

## રૂપાળો નિરોગી

રૂપાળો નીરોગી. અને અંગે ધોળો
વળી પાટવી રાજ્યનો ભૂપ ઓળખ્યો ૧
નથી બુદ્ધો ને સાન ચોખ્ખો ગધેડો
કહો ઉતરે કેમ? સંસાર બેડો ૨
મળે વૃદ્ધ સ્વામી ગણાએ કજોડું,
મળે છેક નાનો બીજુ કજોડું. ૩

૮

## ચોરીમાં બેસતી વખતે:

પ્રેમીયુગલ બે પ્રેમથી, ચોરી મહીં વિરાજતા;
માન માયા લોભ ક્રોધની, ચોરી હૃદયથી ત્યાગતા. ૨૨
દાન શિયળ તપ ભાવના, ચોરીને સંભાળજો,
સંસારની સફર મહીં, એ ભાવના દિલ ભાવજો. ૨૩

(૯)

## મંગળફેરા:

ચાર મંગળના ફેરા, પ્રેમથી ફરતા સહી;
ચાર મગળ સાધવા કટિબદ્ધ બનજો સહી. ૨૪
ચંદ્ર સૂર્યની સાક્ષી હો, હસ્તમેળાપ થાય છે,
બન્ને જણાની જવાબદારી. ત્યાંકની બંધાય છે. ૨૫
દેવ પણ આશિષ અર્પે, વરવધૂને પ્રેમથી;
સજ્જન સૌ એ ઇચ્છતા, સેવા સમર્પો સ્નેહથી. ૨૬

(૧૦)

## કંસાર પીરસતી વખતે·

સાસુ જૂઓ જયા પ્રેમથી, કંસાર પીરસવા આવતી;
કંસારમાં જે સાર છે, તે તત્વને એ માગતી. ૨૭
કંસાર સમ કાયા થજો, નિર્માલ્ય તો બનશો નહિ;
ઘી ની અમૃતધાર છે, એ અમૃતને ભૂલશો નહિ. ૨૮
સાકર તણી મીઠાસ છે, જીવન સદા મીઠું કરો;
પ્રેમે જમો પ્રેમે જમાડી, જીવન સદા સુખી કરો ૨૯

કંસારના એ સારમાં, સંસારને મજબૂત કરો;
સાચા હૃદયની ભાવના, અંતરે એ ઉતરો. ૩૦

(૧૧)

**એકી-બેકી:**

એકી અને બેકી તણા, જ્યાં દાવ તો ખેલાય છે;
સંસારની શેત્રંજ જૂઓ, કેવી રીતે સમજાય છે. ૩૧

એકી આવે જે વ્યક્તિને, એકાંતને ભૂલશો નહિ;
એક કેરી ટેકમાં, મેખ કદી કરશો નહિ. ૩૨

એકાંત પ્રભૂના પ્રેમમાં, દિલ જૂદા કરશો નહિ;
બેકી તણા પૂણ્ય-પાપમાં, શુભ કાર્યને ચૂકશો નહિ ૩૩

લગ્નો તણી શમાસ્યા, શ્રોતા સહુ વિચારજો;
અલ્પ મતિ **ભોગી** તણી, સંસાર સુખમય સાધજો. ૩૪

---

## પદ ૬ ઠું.

*

## રૂપાળો નિરોગી

રૂપાળો નીરોગી. અને અંગે ધોળો
વળી પાટવી રાજ્યનો ભૂપ ખોળ્યો ૧

નથી બુદ્ધી ને સાન ચોખ્ખો ગધેડો
કહો ઉતરે કેમ ? સંસાર બેડો. ૨

મળે વૃદ્ધ સ્વામી ગણાએ કજોડું,
મળે છેક નાનો બીજુ કજોડું. ૩

સ્વભાવે જુદા એ નથી દુઃખ થોડું.
મળ્યો બુદ્ધિનો હીણુ મોઢું કજોડું. ૪

---

## પદ ૭ મું.

*

### જ્ઞાન સુધારસ

જ્ઞાન સુધારસ પી લે (૨)
અજ્ઞાન હઠાવી તુ લે-
કઇ સત્ય વસ્તુને સાધી લે,
સંસાર અટવીને તું તરી લે- (૧)

જન્મ ધરીને તારી ફરજો
સૌ અદા તુ કરી લે-
માન, અહંપદ, તૃષ્ણાને તું
સ દા ય ત્યાગી લે- સંસાર. ૨

સેવા સમર્પી લે જીવનમાં
અ મૃ ત ઝી લી લે-
સ્વાર્થ વગરની સેવા કરજે
પ્રભુ પ્રેમને ઓળખી લે- સંસાર. ૩

અન્ય અનુભવ સાધી દિલથી
દિલ મી લા વી લે-
આ જી વ નો નથી ભરુસો-
કઇ સુકૃત્ય તું કરી લે- સંસાર. ૪

ધૈર્ય તણી શુભ ભાવના સાધી
સત્ય વસ્તુ શોધી લે-
કહે **ભોગીલાલ**આ જીવનમા
ભ કિત ને તું જોડી લે- સંસાર. ૫

---

## પદ ૮ મું.

✻

### શારદા પૂજન.

શારદા પૂજન કેમ કરીયે, ઓ વેપારી ભાઈ, શારદા
પૂજન કેમ કરીયે.
શુદ્ધ હૃદયથી જો કરીયે તો, જરુર વેપારે વધીએ. ઓ ૧
'શ્રી સવા' પહેલાં લખીને, લક્ષ્મી સવાઈ અમે ચાહીએ,
એ લક્ષ્મીને લેવા માટે 'શ્રી ગણેશાય નમઃ' લખીએ. ૨
શારદ દેવીને, પ્રેમે, નમન જ કરતા, દુરપયોગ નહી કરીએ,
પચ મી ડા એ પચ પરમેષ્ટી, નામ પ્રભુતુ અમે લખીએ ઓ. ૩
ત્રણ મી ડાની શમસ્યા સમજતા, કુડ, કપટ, અનીતી નહી કરીયે.
આટલી બાધણી બાધીને અમે, સવત પ્રેમે લખીએ ઓ. ૪
ધન્ના શાલીભદ્રની રીદ્ધી મળજો, લાબી લેખણે અમે લખીએ.
કેમ સિદ્ધિ મળી, ધન્ના શાલીભદ્રને, તેનો વિચાર નહી કરીયે ઓ.૫
કેવના શેઠજીની શોભા વધજો એવી શોભા સદા ચાહીએ,
કેમ શોભા મળી શેઠ કેવતાને મનન કદી નહી કરીએ. ઓ. ૬

અભયકુમાર મંત્રીશ્વરની. બુદ્ધિ સદા લેવા ધાઈએ.
કેમ બુદ્ધિ મળી અભયકુમારને એવી નીતી નહી ધારીએ. એ.૭

રત્નાગર સાગરની લહેર જ હોજો. વગર મંથને લેવા દોડીએ,
દેશ છોડી પરદેશ ન જઇએ, કયાથી રત્નાગર લઈએ? એ. ૮

બાહુબળજીનું બળ જ વધજો, વગર બ્રહ્મચર્યે લેવા ચહાઇએ
કેમ બળ મળ્યું બાહુબળજીને, તેવો સંયમ ન ધરીએ. એ. ૯

મહાલક્ષ્મી માતુશ્રીનું તેજ જ વધજો, કુડકપટથી લખીએ;
આવા વિચારે બોલો વેપારી, કયાંથી મહાલક્ષ્મી વરીએ એ. ૧૦

છેવટ ઉદાર વૃત્તિ ધારી. ગણેશને દવા દઇએ;
પણ અમે મતલબી એવા જગમાં, એક લાખસવા અમને જોઇએ. ૧૧

આવા પૂજનથી કહે વેપારી, કયાંથી આગળ વધીએ;
કહે **ભોગીલાલ** નીતી વિના સવત શાને દોરીએ એ. ૧૨

---

## પદ ૯ મું

*

# પોતા તણું પોતે હણે

ગઝલ

દુનિયા મહીં છે ના છૂરી, જે કાચને કાપી શકે,
જુઓ કણી હીરા તણી, પોતા તણુ પોતે હણે ૧

નહિ અન્ય ધાતુ કાષ્ટ કે, પાષાણ કાપે લોહને;
જૂઓ છીણી લોખંડની, પોતા તણું પોતે હણે. ૨

ગર્મી તણું જે દર્દ તે, ઉપચાર શીતલથી વધે,
ઉદ્વેગ ઉપચારો જૂઓ, પોતા તણુ પોતે હણે. ૩

ચીરી જનેતા પેટ વીંછુ, બાળ દેતા જન્મ ને;
પાળ્યા તણો બદલો દીએ, પોતા તણું પોતે હણે. ૪

---

## પદ ૧૦ મું

*

## કવિની વ્યાખ્યા

દોહરા

ક્રિયા અને કર્મ થકી, ચૂકે કદી જો માનવી;
વિવેક અને વિદ્યા થકી, સમજાવે એ સાચો કવિ.

---

## પદ ૧૧ મું

*

## દર્દ દુર્ધટ.

(અનુષ્ટુપ છંદ)

અરે રે આ બિચારીને જુઓ કૈં થાય છે
નાકનું ટેરવું કેવું વળાકા શત ખાય છે ૧

ઉડે છે અહીંથી ત્યાં ને ત્યાંથી એ આવતી અહીં
મારા દીવાનખાનામાં દીવાની દર્દથી બની ૨

બેસતા ગુલ્દાને ત્યાં તીવ્ર આઘાત પામતી
સ્વચ્છ આ શ્વેત શૈયામાં કારમા કંપ વામતી ૩

છબીની પરીને ગ.લે ચડતાં ઉડી જાય છે
મારા સુશ્રીક આખડે લીલા કુશ્રીક થાય છે ૪

છાતી છે હાંફતી બે દમ પાંખો પૂર્ણ વીંઝાય છે
લચે આંખોના ડોળા કીકી ટગુ ટગુ થાય છે ૫

જીવડો દેહ છોડીને ધસવા બહાર ધાય છે
વિશ્વના વૈદ લોકોને દર્દ એનું કળાય છે ૬

દવા છે દર્દની સ્હેલી દર્દ દુર્ઘટ જાણવું
પહોંચાડો આવી એ જ્યાથી માખી એ જાજરુ તણી ૭

---

## પદ ૧૨ મું

*

## લીઓનાર્દોદા વિન્ચી

અહો અજબ સુદરી નયન તારકા તેજથી
મનુષ્ય મન આંજતી દીસત રાજરાજેશ્વરી ૧

સમાન વદન પ્રભાવ સુવિશાળ ભાલેકથી
શકાય નહી એવી રેખ અવલેહના કૈં કરી ૨

રહી જગત ક્ષુદ્રતાની કર બેલડી શી નરી
સુહે લલીત રૂપમાં ઉર જરા જરા ઉછળી ૩

ઉછળી રહ્યું વિશ્વનું હૃદય સ્કધને છાવરી
રમંત અલકા વલીં મુખ કને યથા વાદલી ૪

શશી નીકટ શી બીડાઈ, અધરો કુંણુા આવરે,
કળાય નહિ એક ગૂઢ સ્મિત, સર્વ આશું જશે. ૫

નહિ શું સ્મૃતિએ રટે સમયને. પરે કાં નહિ;
કદી કુશળ વિજયી એ, તરત પીંછી લીધી કરે. ૬

અને અજબ સૂરથી તરલ, કાંતિ આણી વસે;
કહી અમર રંગ રેખમય, મોહિનીની મહિં. ૭

---

પદ ૧૩ મું

*

## મોના લીઝા

હતી ન રૂપમાં તું ઊર્વશી, તિલોત્તમા એ નહિ;
પરંતુ હતી અદ્વિતીય નહિ મોહિનીથી ભરી; ૧

પ્રભાવમય કાંતિ તારી, ન' કળાયુ કો થી જરી.
હતું શું તુજમાં કરંત મન મુગ્ધ જોતાં મહિં. ૨

કલારસિક કોવિદો પણુ લવે શક્યા ના કહી;
નહિ ય મન માપનાર, તવ ભર્મ ખુલ્લુ કરી. ૩

શક્યા તું હતી ગૂઢ ભેદ ભરી, જેમ છે શર્વરી;
હજુ ય જગની સમક્ષ, અણુ ઉકલી તું રહી. ૪

છૂપાયેલ શું હતું જાદૂ, તવ ઉજળી ભાવના;
પરે તરત રેખમાં! અગર ,દૈન શા વૃક્ષમાં. ૫

હતું અલકમાં! અજોડ કરબેલ કે ગાલની;
સરોજ સમ રંગની ઝલકમાં હતું ક્યાં નવા. ૬

સરી અધર ધારથી, સ્મિત અમત્કૃતી જે જરા;
છબી મહીં છતાં એ જોઇ જન થાય કૈં બહાવરા. ૭

## પદ ૧૪ મું

*

# કવિઓની બેપરવાઇ

(સુલતાન મહેમદને ફિરદુસ્તએ સંભળાવેલું કાવ્ય)

અયા શાહ મહમૂદે કિશવર કુશાય,
ગર ઍઝ કસ નતસીં બતર્સં અઝ ખુદાય

અગર શાહરા શાહ બૂદી પીદર
બસર બર નેહાદી બરા તાજે ઝર.

એગર બચ અ શાહ ૧ બાનુ બૂદી.
મહાસ્તમો ઝર તા વઝાનુ બુદી.

કનીઝક નજાપદ બગયર અઝ ગુલાબ,
પીદર ગર ૫ પમ્વર બવદયા ઇમામ.

ચું ચંદર તવારીસ બુઝ ર્ગીન બૂદ
નીયાર સ્ત નામે બુઝર્ગાં સનુદ

ભાવર્થ—અહો રાજ્ય વિસ્તારનારા શાહ મહમદ ! જો તુ મનુષ્યથી ન બીહતો હોય તો પ્રભુથી તો ડર. જો શાહનો બાપ શાહ હોત તો તે મારા મસ્તક પર સુવર્ણનો મુગટ જ મૂકત. જો શાહ રાજવંશી મહીલાનો પૂત્ર હોત તો તેણે મને ગોઠણ સુધી સોના રૂપાથી દાટી દીધી હોત. દાસી દાસનેજ જન્મ આપે પછી ભલેને તેનો પિતાં પેગંમ્બર કે ઇમામ ન હોય તેના

## રા. રા. શેઠ ભોગીલાલભાઈ મગનલાલ (સુતરીયા)

## અમદાવાદ.



જેઓશ્રી મારા પ્રત્યે ઘણોજ અનહદ પ્રેમ ધરાવે છે અને મારા શુભ કાર્યમા ઘણીજ વખતે કીમતી સલાહ અને મદદ આપી આભારી કર્યો છે ~~તેથી~~ તેઓશ્રીનુ સારૂએ કુટુંબ આજે રાજનગરમાં અગ્રસ્થાન ભોગવે છે અને મારાપર ઘણોજ વાત્સલ્યભાવ ધરાવે છે અને મારા આ પુસ્તકમાં સારામા સારી મદદ આપી આભારી કર્યો છે તેથી તેઓશ્રીનો રૂણી છુ

**લી. ભોગીલાલ કવી**

## પદ ૧૬ મું

*

### પ્રેમ

અખીલ ભરાય જોર નિત્ય પ્રેમ રાસ
પરમા કૃતિ જોઇ પ્રેમે તે ઉદાસ ૧
જોર પ્રેમે મત્ત હોયે ભ્રમે ગૃહ તારા
સાગરે તરગે છૂટે જે પ્રેમેર ધારા ૨
અંતરે બાહીરે પ્રેમ પ્રેમ ઘરે ઘરે
ભોગે પ્રેમ યોગે પ્રેમ રોગે પ્રેમ ઝરે ૩
હેત પ્રેમ ઉત્સ ખૂલી જે દિલ છૂટાએ
સાધ્યકાર તત્વ તોર દિવક ફુટાએ ૪

---

## પદ ૧૭ મું.

*

### ( ઘણુના ઘા )

#### ભજન

ઘણુના ઘા કોણુ ઝીલેરે
એરણુને થયો ઑરતો
સગપણુના સંગાથીમાંરે ૧૭

એક દી થયો અજંપો
એકે ખોડાવુ ને બીજાને રોળાવું

એના વિવિધ પરિયાણ
તોયે ગતિના થડકારામા
એકાકી રઢવાણ

તણખાઓના તારારે
મિલનોના છે મોલવી હો જી ૧

આ અંતરની કલતણી
કરામતનો નહી પાર
એ બાધે ને તેજ જલે
એ અતરની ઘટમાળ.
અજપાને આરે રે
સોહંમની ઝડીયો ઝરી હો જી ૨

લોહ ઘગાવી લુહારીડો ખેલે
ઘણ એરણ હથિયાર
કલવી ટીપી ટીપીને એની
વસ્તુ થાય તૈયાર.
હથોડા એવા રે
મારીને મુલ કરે હો જી ૩

કાયા એરણ, આતમ ઘણુતો
ઘા જો સહી જાય.
તોતે અગોચર લુહારને હાથે

શું ને શુ રચાય
અનામી એવોરે
અમ્મર જેણે હાથ ચડયુ હો જી ૪

---

## પદ ૧૮ મું.

*

### ટોપી

ટોપી પહેરે ત્રણ ગુણ, નહીં વેરો નહીં વેઠ,
ખાવો ખાવો સહુ કહે ને સુખે ભરે પેટ
ખાદી પહેરે ત્રણ ગુણ નહી વેરો નહી વેઠ,
નેતા નેતા સહુ કરે ને સુખે ભરે પેટ.

---

## પદ ૧૯ મું.

*

### અહા આ વિશ્વની અંદર

ગઝલ સાખી

અહા આ વિશ્વની અંદર, અરે આકાશની અંદર
તિથિ આસો તણી પંદર, ઉગ્યો છે ચોકમાં ચંદર ૧

(સાખી)

ઉગ્યો ચારૂ ચંદ્રમા માણેકઠારી રાત
ગરબા ગોળ ઘૂમી રહ્યા, જેમ ચુંદડીએ ભાત

બિછાવી ચાંદની ચાદર, શહેરે ને વળી પાદર
ન રોકે વાયુ કે વાદળ, કરો એ ચંદ્રનો આદર ૨

( સાખી )

ગગન તણા ગરબા મહીં, દીપક ચંદ્ર સુહાય
કાણેથી કિરણો સમા તારા ટમ ટમ થાય

લગાવી નયણુના અંજન, કરી અંગો તણુ ભજન
કરો કરો ગરબા તણું ગર્જન, રૂડી લ્હાણી તણા દર્શન ૩

---

## પદ ૨૦ મું.

*

### દીવાનો

ગઝલ

આવી ઊભો તુજ દ્વાર પર, આવો ભલે કહેતી નથી
ભિક્ષુ બની યાચુ સદા, દિલ દાન કાં દેતી નથી ૧
મુશ્કીલ મારો રાહ આ, આસાન કાં કરતી નથી
જુલ્મો સિતમ કરવા સદા, તું ઈશથી ડરતી નથી ૨
દીલમા ભર્યો ગમખવાર છે, એ આપદા ટળતી નથી
ના છે કહું લાજીમ તને, આ હાલ પર રડતી નથી ૩
ભરપૂર છે દુઃખથી ભર્યું, મુજ દિલદવા મળતી નથી
ઉમ્મીદ બસ છે એક મારી, તેહતો ફળતી નથી ૪
છે ક્રૂર કુદરત હુ કહું, કદી મહેર એ કરતી નથી
આવી મળે છે આપથી, માગી કદી મળતી નથી ૫

---

## પદ ૨૧ મું.

*

### અયિ પરમ ગર્વિણી

અયિ પરમ ગર્વિણી ! પથ પ્રમાદને તાણતી
મૃદુલતે ! રખે મારતી,
પ્રકોપ થકી કારમા પ્રલયયામિનીના સમી ૧
સહુઅને રહી જે દમી,
જતી વધતી વેગમા વ્યથિત લોકનાં દેશમા
સમજતી કશો ક્લેશ ના.
ન જોતી અફસોસ હા ! ગરીબ તે બિચારા ભણી
રહી તું જેહને છે હણી
અવાક કુસુમો મીઠા વિરલ ભાવથી વિસ્તર્યાં
વિદય વૈમનસ્યે ભર્યાં

---

## પદ ૨૨ મું.

*

### કદી મુળ ઊંચાં

કદી મુળ ઉંચાં રહ્યા અમર આશને સેવતાં
અસુખ આકરાં વેઠતાં
ઘટે ન અવધીરણા થવી, અયોગ્ય આવી અરે !
પ્રણુત આત્મની તે ખરે

અનેક ઉપચાર યોજી અનુરંજવા યોગ્ય આ
સરલ સેવકો તાહરાઃ

પીસાઇ જવ શા જતા પ્રખર ઘંટી ચક્રે અહીં
દુઃખતણી દિવાલો મહી.

ન માર્ગ જય હી છે રહ્યો, અબુધને જવા બચી
અહા શી મોહમાયા મચી.

---

## પદ ૨૩ મું.

*

## નિષાદ જરી નમ્ર થા.

નિષાદ જરી નમ્ર થા, કર વિરોધ કાર્પણ્યનો
કમકમી ભર્યાં દૈન્યનો.

અપક્ષ, અસહાય ને જીવન કેરી સંધ્યા સમે
નહી નઠોર ગુસ્સો ગમે

ન ઓછી અભિલાષ છે, વધ તણી અમારા તને
પ્રહરવા અમ પ્રાણને

તથાપિ પરી તુષ્ટ થા, અમ પરે તું ધાતાં ધસી
મધુર મુક્ત હાસ્યે હસી.

પ્રયોજન અમારુ અહી જીવવાનું ફળે
પતન કેરી છેલ્લી પળે.

---

## પદ ૨૪ મું.

*

### ૭૫ પગલાં

શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાને તેમના બે ભક્ત શિષ્યોએ સંબોધેલુ કાવ્ય.

અનુષ્ટુપ્

**दृष्टीपूतं न्यसेत् पाद,** એ ન્યાયે પગલાં ભરી
તમે જીવનની આશા ર સ દે શે શરૂ કરી ૧
અ ને ક પુષ્પો વેર્યાં ચિ ર જી વ સુ ગ ધી થી
ભર્યાં, અર્ચ્યાં કરી પૂજા ગુર્જર ક વિ તા તણી. ૨
એ દેવ મદિરે બેસી વીણાના તાર છેડીયા
અમારા ઉરમા એના આ ન્દો લ ન અનુભવ્યા. ૩
અને નપૂર ઝ કા રે નૃત્ય લાલિત્ય દાખવી
ગીત વાદ્ય અને નૃત્ય સંપૂર્તિ ત્રયની કરી. ૪
તમારા ઉરને વહાલા અ ખં ડ કરુણા રસે
ઓપતી દિવ્ય શ્રદ્ધાથી રચી સ્મરણ સહિંતા. ૫
કલાને રસ ચ ર્ચા ને દેશે દગ ભર્યા તમે
સ ઘરી તત્વ સૌ મોઘેરા અર્પ્યું સૌ ગુજરાતને. ૬
સ ક્ષોભો જાગીયા કૈંક ત મા રે ઉર મ ન્થ ને
નવજાત થકી તેના પોષાયા સર્વદા અમે ૭
ગભીરો ગર્જતો મેઘ, રસથી ભીં જ વે ધરા
તમારે ઉરથી એ વા ઝીલ્યા અમૃત બિન્દુડા ૮

તમારી જ્ઞાન જયોતિથી અમારા દીપ ચેતીયા
એ સમે ઉરમા ઉઠી સદાની નમ્ર વ દ ના ૯
અનેક પગલા ધારો સ્થિરને ચેતના ભર્યાં,
તમારા પગલે પગલે અમારી પ્રાણ વન્દના ૧૦

---

## પદ ૨૫ મું

*

### ઉત્તર

કુસુમો તો થયા મ્લાન, તાર તુટીયા
નપૂરો કિંકિણી વાગે છે ખોખરી હવા ૧

રહ્યો માત્ર હવે ગૂઢ કરૂણ રસ તેવો
ભલે આ ઊરની ભૂમિ ભિંજાતી સર્વદા રહો ૨

કલા ને રસની ચર્ચા થઇ નીરસ જો પડી
મ થનો ઊરનાં ઊંડા થઇ રહેશે ઘડી ઘડી. ૩

વારી મંથનમાથી શું નવનીત ગ્રહ્યું તમે
જ્ઞાનની જયોત ઝ ખાઈ ભલે તે તમને ગમે ૪

મૂઢ આશ્ચર્યથી જોઉ મિત્ર ને શિષ્ય મ ડળ.
શુષ્કારણ્ય વિશે પીએ અમી માની કટુ જલ

---

## પદ ૨૬ મું

※

# ભલે આવ્યા બિરાદર હો.

(ગઝલ)

સ્વાગતમને સ્વીકારી સૌ ભલે આવ્યા બીરાદર હો—ટેક

આવ્યા સૌ પ્રેમથી આજે હજારો કાર્ય ત્યાગીને
સહુમાં પ્રાણ ફુંકવાને ભલે આવ્યા બિરાદર હો. ૧

હૃદયના ગેબી રણકારે, ભરો સૌમાં નવું જીવન
જીવન રસબોલ કરવાને ભલે આવ્યા બિરાદર હો ૨

સરિતા સ્નેહમય વહેતી, યુવાનો સૌ ઝીલો તેમા
વહેતા સ્નેહના ઝરણાં, ભલે આવ્યા બિરાદર હો. ૩

ધરી દિલદાઝ શાસનની, ગુલામી બંધનો તોડો
પ્રચાર વિદ્યા તણો કરવા, ભલે આવ્યા બિરાદર હો. ૪

પ્રસારો દશદિશે પરિમલ તમારા શુભ કાર્યોની
કહે ભોગીલાલ બની મર્દો, ભલે આવ્યા બિરાદર હો ૫

(દ્વિતીય જૈન યુવક પરિષદ્ વખતે ગવાયેલી ગઝલ)

## પદ ૨૭ મું.

*

## ઉઘાડાં રાખજો દ્વારો

ગઝલ

અનાથો કે અપંગોને રઝળતા માર્ગમા જુવો
જીગર ભાવે નિમંત્રીને ઉઘાડા રાખજો દ્વારો ૧

પશુ પક્ષી મુંગા પ્રાણી બરાડા ભુખના નાખે
સુણીને તે દયાભીના ઉઘાડા રાખજો દ્વારો ૨

કોઈ ના ચહાતું તમને કોઈ આવકાર ના દેતું
છતાં સમભાવ દૃષ્ટિથી ઉઘાડા રાખજો દ્વારો ૩

ન યાચો પ્રેમ વ્યક્તિનો પઢો કેમ પ્રેમી થાવાનુ
પછી તે પ્રેમ પેટીના ઉઘાડા રાખજો દ્વારો ૪

પ્રેમની મીઠડી લગની પ્રભુની સાથ સાધી છે
બની એકતાન પ્રભુ સાથે ઉઘાડાં રાખજો દ્વારો ૫

---

## પદ ૨૮ જું.

*

## રાષ્ટ્રપતિ દેશભક્ત બાબુ રાજેન્દ્રપ્રસાદનું સ્વાગત

— મુબઈની જીવદયા મંડળીના રજત મહોત્સવ પ્રસંગે —

સ્વાગત ગીત

અલબેલી નગરીમા આજે હમારા સ્નેહભર્યાં સન્માન
સ્વીકારો હૃદયતણા આદર માન
દયામય દિવ્ય નરનારીઓ પધાર્યાં ભાગ્યવાન—હમારા ૧

પુનીત પગલાં રાષ્ટ્રપતિનાં, પાવન બન્યાં અમ ધામ
અનુપમ સેવા શોભતી જેની, દિપાવ્યુ હિંદમાં નામ—હમારા ૨

ધરતીકંપના ત્રાસ વખતે કીધો પ્રજાનો ઉદ્ધાર
મૂગાં જીવો પર દયા વર્ષાવી તાર્યો પ્રાંત બિહાર—હમારા ૩

સેવાધર્મ સર્વોત્તમ ગણતાં દયામય દિલ વિશાળ
ઘણું જીવો અમ રાષ્ટ્રપતિ સદા સહાય પ્રભુ કૃપાળ—હમારા ૪

પૂજ્ય મહાત્માજીના પુનીત પગલે કરવા સેવા નિષ્કામ
અહિંસામય ધ્વજ ફરકાવવા દીધા હૃદયના દાન—હમારા ૫

મુંબઇ જીવદયા મંડળીનો રજત મહોત્સવ આજ
પચ્ચીસ વર્ષ સીલ્વર જ્યુબીલી, એ છે દૈવી આશીર્વાદ—હમારા ૬

અવિચળ રહો જીવદયા મંડળી માગે પ્રજાને સાથ
મૂગા પ્રાણીની સેવા કરવા શકિત દેજો દીનાનાથ—હમારા ૭

ધન્ય ધન્ય એ રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્ર પ્રસાદ
કિંકર **ભોગી** તુજ ચર્ણો ચૂમે કરજો હૃદયમા યાદ—હમારા ૮

તા ૨૪–૧૦–૩૪ મુંબઇ.

---

## લગ્ન સમયના આદર્શ ગીતો

### પદ ૨૯ મું

*

### મંડપ મુહૂર્ત

(રૂક્ષ્મણી મહિયરે જઇ આવ્યા:રે—એ રાહ)

બેની મારે ઉજળો અવસર ઘેર આવ્યો રે
બેની તેને પ્યાર કરીને વધાવોરે— ૧

એની માહરી સગાં સહોદર લાવોરે
એની માહરી રીસાએલા બાને મનાવોરે— ૨

એની મારી કંકોતરીઓ લખાવોરે
સજની સ્નેહી સજ્જનને તેડાવોરે- ૩

સખીયો માહરી વાજા વિવિધ વગડાવોરે
સખીયો માહરી મંગલ ગીતડા ગવરાવોરે- ૪

સખીયો માહરી મોતી ચોક પુરાવોરે
સખીયો તેમાં કુમ કુમ રંગ ભરાવોરે- ૫

સજની મોટી મંડપ રચના સરજાવોરે
સજની સાથે પાથરવા મલમલ લાવોરે- ૬

સજની ઊંચા ઊંચા તોરણ બંધાવોરે
સખીયો તેમાં નકસી અનુપમ કરાવોરે- ૭

સજની મોટા માનથી તેડા કહેવરાવોરે
સજની આવે મેમાન ભોજન જમાડોરે- ૮

સખીયો એવી રીતે લગ્નને દીપાવોરે
સખીયો પ્રીતે **ભોગી** લ્યો લ્હાવોરે- ૯

---

## પદ ૩૦ મું

*

## સ્વાગતનું ગીત

આવો આવો સખીયો આજ, આનંદે આવોરે
ગીત ગાઇએ મધુરે અવાજ, આનંદે આવોરે
સાથે લઇને સ્નેહી સમાજ, આનંદે આવોરે ૧

અણમોલો છે દિવસ આજે શુભ અવસર લગ્નનો છાજે
પ્રેમે કરાયે સ્વાગત આજ આનંદે આવોરે ૨

વિદ્યા કળા ને ઉદ્યોગ ધારી, વળી પધાર્યા ઘણા વેપારી
દિલ અમ આનંદકારી રે આનંદે આવોરે ૩

હૃદયઉમળકે સ્વાગત કરીયે ભલે પધાર્યા સ્નેહે ઉચ્ચરીયે
કહે **ભોગી** હૃદય ઝુલે ઝુલીએ રે આનંદે આવોરે ૪

---

## પદ ૩૧ મું

*

## ત્યાં મંગળ વર્તાયે છે

( અચકો મચકો કારેલી )

જ્યા પ્રેમ હૃદયના દાન ખરે ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યા સાદાઈ કેરા જ્ઞાન ખરે ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યાં ક્લેશ અને કકાશ નહીં ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યાં જીવનમાં નિરાશા નહી ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યાં હૃદય તણી ભિન્નતાજ નહી ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યાં લોભ અનીતિને સ્થાન નહી ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યા પ્રેમ સરિતા વહી રહી ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યાં જ્યોત પ્રેમની ચમકી રહી ત્યાં મંગળ વર્તાયે છે.
જ્યા દેવોની આશીશ સહી ત્યાં મગળ વર્તાયે છે.
કરે **ભોગી** એ જીવનની ખરી ત્યાં મંગળ વર્તાયે છે.

---

## પદ ૩૨ મું

*

# જનની જોડ સખી નહી મળે

મીઠું મધુને મીઠા મેહુલારે લોલ એથી મીઠા તે મોરી માતરે
જનનીની જોડ સખી નહીં મળે રે લોલ, ૧

પ્રભુ નાચે પ્રેમ તણી પુતળી રે લોલ.
વિશ્વથી અનેરી એની જાન રે જનનીની જોડ સખી ૨

અમી ભરેલી જેની આંખડી રે લોલ,
વ્હાલના ભરેલા એનાં વેણુ રે જનનીની જોડ સખી ૩

દેવોને પચ એના દોહલાં રે લોલ,
શશીએ સીંચેલી એની સોડ રે જનનીની જોડ સખી ૪

ગંગાના નીર તો વધે ઘટે રે લોલ,
સદા કાયમ પ્રેમ પ્રભાવ રે જનનીનો જોડ સખી ૫

વરસે વર્ષાની વ્યોમ વાદળી રે લોલ.
માડીનો મેહ બારે માસ રે જનનીની જોડ સખી ૬

ચળકતી ચંદાની દીસે ચાંદની રે લોલ
એનો નહી આથમે ઉજાસ રે જનનીની જોડ સખી ૭

---

## પદ ૩૩ મું

*

# કોરી કેળવણી

( સારૂ સારૂ રે સુરત શહેર )

શું કરશે સારૂ બહેન કોરી કેળવણી.
સદ્દગુણની નહી જો હોય સાથે મેલવણી

વાંચન વિધ વિધ જાતનુ શીખ્યા લખતા શીખ્યા બેશ રે
ઇતિહાસોમાં ચુક ન એકે ચિત્ર વિચિત્ર વિશેષ. કોરી ૧

ગીતો સુંદર ગાતા શીખ્યા ભૂગોળ ભણીયા ભાવે રે
સારી વાકયની જોડણી કરતાં ચુક ન એકે આવે રે. કોરી ૨

પાખાં પટકુળ પહેરી અંગે ઘણા ઘરેણા ઘાલી રે
દેશ દેશની વાતો કરતાં શીખ્યા તાળી પાડી રે કોરી ૩

દેશ કાળને ભુલી સઘળી લાજ લગામ વિસારી રે
શીખ્યા કરવા સીધી વાત પણ મન ગમતી તે સારી કોરી ૪

ભરી સભા સન્મુખ ઉભી શીખ્યા ભાષણુ કરતાં રે
તેવ તેવડાં સાથે લઇને સુખમાં શીખ્યા ફરતા રે. કોરી ૫

ખાટ પલંગ ખુરશીએ બેઠાં મોજમજા બહુ માણી રે
દીન જનોને દુખીયા દેખી દયા ન મનમા આણી રે. કોરી ૬

મળે વિનયથી વિદ્યાર્થી એવાં વચન વિવેકી કહે છે રે
એ વચનો ભણે ગણે છે તેમ છતાં લજવે છે. કોરી ૭

ભણી ગણીને જે કરવાનું તે તો રહે છે અળગું રે
નહી શીખ્યાનું તે શીખે છે એવુ સંકટ વળગ્યું. કોરી ૮

ચી. ભાઈ બાબુભાઈ (અંબાલાલ) ત્રીકમલાલ મગનલાલ
સુતરીઆ અમદાવાદ.



રાજનગરમા સુવિખ્યાત અને લોકસમુહમા અગ્રહસ્થાન ભોગવ
મારા પ્રત્યે ભાતૃભાવ ધરાવતા દાનવીર શ્રીમાન શેઠ શ્રી ત્રીકમલા
મગનલાલ સુતરીઆએ પોતાના પુત્રરત્ન ભાઇશ્રી બાબુભાઇનો બ્લો
મુકવાની જે ઇચ્છા દર્શાવી મને મારા પુસ્તકમા જે વેગ આપ્યો
તે બદલ તેઓશ્રીનો હરહમેશનો રૂણી છુ

લી. ભોગીલાલ કવી

કેળવણીનો અર્થ ન સમજે આજ કાલના લોકો રે
તેથી પાછળથી પસ્તાઇ મુકે મોટી પોકો રે, કોરી ૯
બાળ યુવા વૃદ્ધાવસ્થાને સાફલ્ય કરજો એનોરે
આ વિશ્વ વિષે લીધેલો જન્મ ગણાશે તેનો કોરી. ૧૦

---

## પદ ૩૪મું

*

# ધન ધન ગુણિયલ ગાંધી વીર

(ધન ધન વીર જીણંદ ભગવાન) એ રાગ

ધન ધન ગુણિયલ ગાધીવીર તપસ્વી સાચો દેશ ફકીર,
યોગી તારા યોગ પ્રભાવે દેશ તિમિર થયા દૂર
જાગ્યુ હીંદને પ્રસર્યા આજે નવચેતનના પૂર
તોડવા પરવશતા જંજીર તપસ્વી સાચો દેશ ફકીર ૧

દયાધર્મ ને સત્યનો સંગી ભર્યું આત્મ બળ ઉર.
દિવ્ય ગુણોથી શોભે અલંકૃત આર્ય ભૂમિનું નૂર
સમર્પ્યું જનની ચર્ણે શીર તપસ્વી સાચો દેશ ફકીર ૨

જનની જન્મભૂમીનુ સાચું તુજ ઉરમા અભિમાન
સ્વતંત્રતાને માટે ગણી તેં જેલો તીર્થ સમાન
વસ્યા જઇ યરોડાના મંદિર તપસ્વી સાચો દેશ ફકીર ૩

સ્વરાજયની સિદ્ધિને માટે સહ્યાં સંકટો શીર
ખાનપાન નિદ્રા ભુલ્યો દેશ ઘેલો ભડવીર
ઝઝૂમ્યો સંગ્રામે રણધીર તપસ્વી સાચો દેશ ફકીર ૪

અમૃત તેં અહિંસાના રેલ્યાં અવની તળમાં આજ
દયા ધર્મનો પાઠ પઢાવ્યો જગ શાન્તિને કાજ
પ્રેમનો સાગર ગુણ ગભીર તપસ્વી સાચો દેશ ફકીર ૫
સબળ રાજ્ય સામે માંડયો શસ્ત્ર વિના સંગ્રામ
ચકિત થઇને વિશ્વ નીહાળે દેવી તારા કામ
હિતસ્વી હીંદ તણો નરવીર તપસ્વી સાચો દેશ ફકીર ૬
ધૈર્ય શાન્તિનો ખરો ફીરસ્તો હિન્દનો તારણહાર
ધન્ય જીવન દેવાંશી તારુ વંદે સહુ નરનાર
ધન્ય હો ગુણિયલ ગાંધી વીર તપસ્વી સાચો દેશ ફકીર ૭
( મળેલુ )

---

## પદ ૩૫મું

*

## પતિવ્રત પ્રાણથી પ્યારૂં

( થવાનુ ના થવાનુ ...એ રાગ )

અમોને સ્વર્ગ દેનારૂ પતિવૃત પ્રાણથી પ્યારૂ
અમોને મોક્ષ દેનારૂ પતિવૃત પ્રાણથી પ્યારૂં ૧

સુબુદ્ધિ સાથ વસનારૂ કુબુદ્ધિ દૂર કરનારૂ
પીયુનો પ્રેમ પાનારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં ૨

ભલે ભુખે મરી જઇએ કદિ કંગાળ જો થઇએ
દુઃખો દેખી ન ડગનારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં ૩

ભલે કોઇ ભય ઘણો આપે ભલે તરવારથી કાપે
છતાં ન ટેક તજનારૂ પતિવૃત પ્રાણથી પ્યારૂં ૪

અમારો દેવ છે સ્વામી અમારી ભક્તિ ત્યાં જામી
હૃદય ભરથાર રટનારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂ ૫

દ્રુપદ તનયા અને તારા, સતી સીતા ને સુકન્યા.
પતિવૃત તેહ સમ પાળું પતિવૃત પ્રાણુથી પ્યારું ૬

---

## પદ ૩૬ મું

*

# ઓ બહેનો માહરી

( રાગ પુનમ ચાંદની )

ગરબો

ઓ સજની માહરી જીવન રસબોળ કીજીએ રે
જેથી કરીએ કરીએ જીવન સુખ સંસાર
તેથી મનુષ્ય જીવનમાં નીતિ સદા સંભારીએ રે- ૧

(સાખી)

સેવામય બનજો સદા સેવા સદા સુખકાર
જીવન ફરીફરી નહીં મળે કરજો એ વિચાર
એવા ભાવને ધારી પ્રેમે લઘુતા રાખશોરે
જેથી મળશે મળશે પ્રભૂતાની લ્હાણુ
—તેથી મનુષ્ય ૨

(સાખી)

અવની મહીં સેવા કરો અને કરજો પર ઉપકાર
અહં ભાવ સદા તજી ધરજો શીલ શણગાર
જેમાં દેવો તણી શુભ આશીષ મળશે સ્નેહથી રે
તેથી જીવન કેરો સધાય શુભ વિચાર
—તેથી મનુષ્ય ૩

(સાખી)

સાધ્ય વસ્તુ સાધવા દુર્ગુણ તજો તત્કાળ
તેથી જીવન શુદ્ધ બને કહે છે ભોગીલાલ
પર દુઃખ દેખી દિલમાં દાઝ હૃદયમાં રાખજો રે
રહેજો રહેજો સજની પર નિંદાથી દૂર
—તેથી મનુષ્ય ૪



## પદ ૩૭ મું

*

## સખી સંયમની રીત

( સખી પડવાની રીત .... .... એ રાહ )

ગરબો

સખી સંયમની રીત મન થકી જાણો રે
તમે ભાવે ભજો ભગવંત હૃદય પ્રેમ આણો રે
વળી પૂજો જિનેશ્વર દેવ ભક્તિ લાવી રે
તો સુધરશે મુજ બ્હેન આપણું ભાવી રે ૧

(સાખી)

ભાવ વગર ભક્તિ કદી આપે નહીં કંઈ લાભ
માટે વિચારી વિચરો
બ્હેની સત્ય શીયળ સાથ સેવા સાધો રે
આ અવનીમાં મુજ બેન સેવા યશ બાંધો રે ૨

સાખી

જ્ઞાન વગરની જીંદગી કદી ન ઉતરે પાર
માટે જ્ઞાનને શીખજો
બેન જ્ઞાન વિના જાણુ જીવન સૌ ખારૂ રે
અપનાવો અણમોલ જ્ઞાન થાય અજવાળું રે ૩

(સાખી)

સંગીત કેરા જ્ઞાનથી રાવણ સંગીત ગાય
ગોત્ર તીર્થંકર બાંધતો
એવા જ્ઞાન સંગીતના સૂર અંતર શીખજો રે
જ્યાં ઝરે પ્રેમના પૂર જ્ઞાન રસ ઝીલજો રે ૪

(સાખી)

સંસારની નૌકા મહીં ઉતરવાને પાર
સુવાસ પ્રસરે જગમાહી
કહે છે ભોગીલાલ હૃદય સુખ કરજો રે
સાધી શુદ્ધ હૃદય વિચાર સુખ મેળવજો રે ૫

---*---

## પદ ૩૮ મું

*

## સંભાળીને સાચવજો

સંસાર વિકટ વન સરખો છે સંભાળીને સાચવજો બ્હેન
વચમા રસ્તો વસ્મો છે—
ઠગ ચોર રહે છે કોઇ ઠામે,

ડરી ડરીને પગલા ભરજો બેન—વચમા ૧
કંઇ વાઘ વરૂના સુર સુણજો,
કંઈ મોર બપૈયા બોલે બેન—વચમા ૨
કઈ શીતલ છાયા સારી છે,
કઇક તાપ તપે મન તોલે બેન—વચમા ૩
ગંભીર થજો ગભરાશોમા,
ધરી ધીરજ આગળ ધરજો બેન—વચમા ૪
શાહુકાર વસે જ્યા સત્યવાદી,
સમજી ત્યા વાસો રહેજો બેન—વચમાં ૫
વળી શોબત પણ સજજો સારી,
શિખામણ શુભ સંભાળજો બેન—વચમા ૬
સતીયો જે રસ્તે ગઈ; સજ થઈ,
તે નકશો જો જો નીરખી બેન—વચમાં ૭
આ જીવનમા અણ મોલા જ્ઞાન,
સમજી સમજી વિચરજો બેન—વચમા ૮
જીવન કેરી નૈકાને,
સત્ય સારથી પારજ કરજો બેન—વચમા ૯

---

## પદ ૩૯ મું

*

## ગૃહ શાન્તિ વખતે

આ ગૃહ મંડળના દેવ -શા
બહારે ધાઈ તતખેવ વિ

ઓ સૂર્યદેવ ભગવાન ચેતન અપો રે
આ મગળ મોહત્સવ કાજ તેજ સમપો રે

ઓ મંગળકારી દેવ મગળ મંગળ રે
તું સહાય દેજે તતખેવ અરિદળ હરજો રે

ઓ બુદ્ધ બુદ્ધિ દાતાર બુદ્ધિ આપો રે
દઇને સદ્ગુણનું દાન શુદ્ધિ સ્થાપો રે

ઓ મન ગમતા ગુરુદેવ ગુરૂજી ગરવા રે
અમે કરીએ નિર્મળ સેવ કાર્ય સુધરવા રે

ઓ શુક્ર દેવ ભગવાન શાન્તિ કરજો રે
નભ મડળના સામંત ભ્રાન્તિ હરજો રે

ઓ શનિ દેવા શૂરવીર અરિદળ તોડો રે
શાન્તિનો શ્રી સમીર ઝટપટ છોડો રે

ઓ રાહુ રાહ બતાવ જે અતિ સહેલો રે
મળવાને સુખનું ધામ અમને વ્હેલો રે

ઓ કેતુ સેતુ સાત આ ભવ દરીએ રે
બધાવો હે પ્રીયતાત પાર ઉતરીએ રે

એમ નવ ગ્રહોને આજ વદન કરીએ રે
સુધરવા આ શુભ કાજ ગીત ઉચ્ચરીએ રે

## પદ ૪૦ મું.

*

## વરઘોડા વખતે

(કંકુ છાંટી કંકોત્રી)

વીર પહેલો આશ્રમ તો પુરો કર્યો
પછી ચાહ્યથા ધરીને ઊમંગ ગૃહસ્થાશ્રમને માંડવે
પ્રેમ પટકુળ પહેરીને અંગમા, સ્વારી માટે સજ્યો છે સુરંગ ગૃ.
ઘોડો તાજો માતાનો સોહામણો, જેને માથે છે ઉત્તમ જાત ગૃ.
પ્રીતે પેગડે પગ દઈને ચઢયા, લીધી હાથમા લગામ ગૃ.
પહેલાં પોંચ્યો પુર્ષાર્થની વાડીએ લેવા ઇચ્છિત ફૂલ ફુલસાર ગૃ.
વીરાએ કહ્યું સાભળો સુંદરી, ધર્મપિતા અને ભારતિ માત ગૃ.
મારે કરવી છે યાત્રા સંસારની, શોધું હૃદયાક્ષી સંગાથ ગૃ.
ત્રણે આશ્રમવાસી સંતોષવા, વધવા માતૃભૂમિ તણું માન ગૃ.
એક હાથે તાલી તો પડે નહિ, તેથી શોધી એ નારી સંગાથ. ગૃ
જ્ઞાની દેશ સમાજની સેવના, અમે સાધીશુ ધર્મના સાથ. ગૃ.
નારી ભાગ્ય તેનું સાથે લાવશે. તેથી પામશુ સમૃદ્ધિ સુખ ગૃ.
ખુદ નારી એ રત્નની ખાણુ છે પછી તેને રત્નોની શી ભુખ ગૃ.
સુણી ઉત્તર સુંદરી હરખીયા, પહેરાવી પુષ્પોની વરમાળ ગૃ.
એમ વિજય મળ્યો આર્ય વીરને, પામ્યા ઉત્તમ નારી પ્રેમાળ ગૃ.

---

## પદ ૪૧ મું.

*

## સામૈયા વખતે

અમે આવ્યા તમારા આગણીએ,
મનમોદભરી, ઉરહર્ષધરી
અમે આવ્યા તમારે મંદિરીએ મનમોદ૦
સાથે લાવ્યા જાનૈયાની જાન ભલી,
જાણે દેવ દેવીઓની પંક્તિ મળી. મનમોદ૦
લાવ્યા ઘોડા પાલખી સુખપાળો મળી,
જાણે ઇન્દ્રની સ્વારીં આય દે ચઢી, મનમોદ૦
આવો સૌને વધાવો વિવેકભરી,
કરો સૌનું પુજન તમે પુષ્પવતી મનમોદ૦
આપો સરબત પાંન સોપારી વળી,
કરો વંદન સર્વના પાયપડી. મનમોદ૦
લઇ ચાલો તમારા મંડપમાં
યશ પામો અમારા આ મડપમા મનમોદ૦

---

## પદ ૪૨ મું

*

## પુંખતી વખતે

વરને મંગળ વાધે વધાવો રે,
મોંઘાં મોતીનો મેહ વરસાવો રે,

વરના ભાલમાં તીલક કરાવો રે,
ઉપર અક્ષત અર્પી હ્યો લ્હાવો રે,
વરને પુષ્પની માળા પહેરાવો રે,
વળી પાન નૈવેદ ધરાવો રે,
વરના સદગુણ ગીતડાં ગાવો રે,
દેવ પુંજીને પાવન થાવો રે,
પંચામૃતે પગને પખાલો રે,
આવ્યો અવસર આજ રૂપાળો રે,
નામણ દીવો આરતિ ઉતારો રે,
આપી શ્રીફળ સ્નેહે વધાવો રે,

---

## પદ ૪૩ મું

*

## લગ્નની તૈયારી વખતે.

( માલણ ગુંથીલાવ્ય ગુણીયલ ગજરો. )

દીવસ દીસે આજ મંગળકારી,
કરો લગ્નની સખી તૈયારી. દીવસ૦

રચોરમણી કુસુમની માળા,
લાવો અર્ધ્ય ને દહીં ધીવાળા.
ગાવો મંગળ ધવળ રસાલાં. દીવસ...૧

કરો સીંધુક સુગંધીક પીઠી,
કાઢો રંગોળી નજરે દીઠી.
આપો માન વાણી વદી મીઠી. દીવસ....૨

ધરો ચાકને ચંદ્રમા માથે,
પહેરો કંકણુ રત્નના હાથે.
નવા અંબર અંગમાં સાથે. દીવસ....૩

માતૃ ભુવન ભલુ શણુધારો,
સખી ચીત્ત વિવેક જ સારો.
પુર્ણ પાત્ર ભરે દીવ્ય નારો દીવસ....૪

દીવ્ય કળશ શોભાવોને કમળે,
પરમાંચી ઊચીત ધારો વીમળે.
વધૂ વર પાદુકા મૂકો ચરણે દીવસ....૫

લીંપો ગોમ્ય વેદીકા વ્હેલી,
સૌ વાતો પડતી મેલી.
ગોથાં ખાઓ બની નવ ઘેલી દીવસ...૬

આવ્યો લગ્ન સમય બહુ પાસે,
નિજ કાર્ય કરોને ઉલ્લાસે.
જેથી મનડુ પ્રફૂલીત થાશે દીવસ...૭

---

# પદ ૪૪ મું.

*

## ચોરી વખતે.

### શામણ વનમાં સીધાવતાં.

રચના કરી રૂડી ચોકમાં, બેઠા દંપતી સૂર્ય સન્મુખ

અભેદ થવાય. મંગળફેરા ફેરવે ૨.

બાંધી ચોરી ચણી છે વેદીકા અગ્ની પ્રગટાવે કુળતણા ગોર

ધૃતનુ કરી જોર, મંગળફેરા ફેરવે ૩.

નવ ગૃહનું પુજન હવે આદરે, થાય મંગળ ગીત ઉચ્ચાર

થજો સુખકાર, મંગળફેરા ફેરવે ૪.

ધાન્ય સુપડામાથી વીર આપતો વરકન્યા કરચાવો રે.

શાસ્ત્ર અધિકાર, મગળફેરા ફેરવે ૫.

ચારવાર વધાવતા હોશથી જૈન લગ્ન વિધિ ઉચ્ચાર,

એ છે કુળાચાર મંગળફેરા ફેરવે. ૬.

માત તાત સ્વજન કેરી સાથીએ થયુ પાણીગ્રહણ સુખકાર

વર્ત્યો જયજયકાર, મંગળફેરા ફેરવે૭.

ચીત્ત ચોખે ચોથુ મંગળ વર્તીયુ થયાં આજથી એકહાર,

રાખી પૂરો પ્યાર મગળફેરા ફેરવે ૮.

જોઇ વરવધુની જોડલી, આપે આશીશ સર્વ અપાર,

મળી નરનાર મગળફેરા ફેરવે ૯

## પદ ૪૫ મું.

※

## હસ્ત મેલાપ વખતે.

( મ્હારે સોના સમો રે સુરજ ઉગીયો. )

સજની રામ સીતાની જોને જોડલી,
થાય વરકન્યા હસ્ત મેળાપ, રંગીલી સજની. ૧
વરવધૂની શોભે જોડલી.

સખી જન્મો જન્મના વેણ બાંધીયાં,
સાંધ્યા અંતરથી અંતરના બંધરે રસઘેલી સજની વર૦ ૨

સજની હાથમા હાથ ધરી દીયે,
વરકન્યાને અંતર પ્રેમરે, ગુણવંતી ગોરી. વરવધૂ૦ ૩

સખી ભેદ ન લવ લેશ આજેથી,
ધર્યો અભેદ ભાવ કેરા વૃત રે ગુણવંતી ગોરી. વરવધૂ૦ ૪

સજની નિજ ધર્મના ધોરી પંથમાં,
જોડી જીવન રથ નીર્દોષ રે ગુણવંતી ગોરી. વરવધૂ૦ ૫

સજની સંસાર નાવ ચલાવશે,
પામી સૌભાગ્યના શણઘારરે રસઘેલી સજની. વરવધૂ૦ ૬

એમ હસ્ત મેળાપ થયો રંગથી,
દેખી આનંદ અંતર અપારરે રસઘેલી સજની. વરવધૂ૦ ૭

## પદ ૪૬ મું

※

## ફેરાફરતી વખતે.

( મેવાડ ભર ગાજે )

પેહલો ફેરા ફરે દંપતી. અગ્ની દેવની શાખે.
ભાવો તત્વની ભાવના, જીવ સદ્ બોધ રાખે
જીવને જગત અનાદિ છે, કર્મ યોગ્ય અનાદિ.
સંયોગના તે હેતું છે, નહી રહેવું પ્રમાદી.
દ્રવ્ય ને ભાવ વિશેષથી. સહુ સબંધ થાય.
વર કન્યાનાં ભાવનો, યોગ્ય તેથી સંધાય.
સિદ્ધ ને કેવળ જ્ઞાનીની, ચાર દેવની શાખે.
અગ્ની અને નર નારની, કુળગોરની શાખે.
સ્વજન અને માતતાતથી, બંધુવર્ગની શાખે.
શાક્ષી કરી આ સ્નેહથી, થયો સબંધ હાથે
સ્નેહ સંબંધી દંપતી, એક અંગીન થાઓ.
આનંદથી પ્રભુ દેવના, ગુણુ પ્રેમે ગાઓ

---

## પદ ૪૭ મું

※

## લગ્ન પછી વરકન્યા ઉભય તરફથી

( ચોરીની રચના રૂડી )

પ્રેમે બોલો-પ્રતિજ્ઞાઓ દંપતી,
અમે મેળવ્યો હાથમાં હાથ. પ્રતિજ્ઞા પહેલી કરી ૧

પ્રાણવાયુ રમે અંગમાં,
તેમ રહીશું અમે નરનાર. પ્રતિજ્ઞા બીજી કરી ૨
જેમ દુધમાં સાકર ભેળવી,
તેમ આત્માનુ ઐકય થનાર. પ્રતિજ્ઞા ત્રીજી કરી ૩
જેમ અમરવેલી વધે વિશ્વમાં.
વંશ વૃદ્ધિને સાધીશું સાર પ્રતિજ્ઞા ચોથી કરી ૪
એથી ભાવીશનું બળ પામીશું,
વળી પામીશું વિશ્વ વિજ્ઞાન. પ્રતિજ્ઞા પાંચમી કરી ૫
અનુકુળ થાશું અમે સ્નેહથી,
સુખ કિર્તીને આપીશું સ્થાન. પ્રતિજ્ઞા છઠી કરી ૬
એક બીજાના મીત્ર બન્યા અમે,
નહિ આણીશું ભેદ લગાર રે. પ્રતિજ્ઞા પુરી કરી ૭

---

## પદ ૪૮ મું

※

## પરણી ઉઠયા પછી

(અમો ઇડરીયા ગઢ ન ત્યાં રે)

અમે પ્રણયના દુર્ગ જી ત્યાં રે ધન્ય ધન્ય થયાં
સર્વ ચીંતાના દીવસો વીત્યા રે ,,
અમે કુસંપ કીલ્લા તોડયા રે ,,
ક્ષમા ધર્યની ઢાલ ધરાવી રે ,,

અમે સંગીત તોપો ચલાવી રે ,,
નાચી કુદીને ધરતી ધ્રૂજાવી રે ,,
વાણી અમૃત વેલ ચલાવીએ રે ,,
અમે વિજયની માળા ધરશુ રે ,,
અમે જયના ઢવવી ઉચ્ચર શું રે ,,
અમે પ્રશન મુખે ઘેર જઇ શુ રે ,,
અમે ત્રણુ ચીજો સાથે લઇ શું રે ,,
કન્યા લક્ષ્મી કિતીં ત્રણે રે ,,
આજે આવી અમારે શરણે રે ,,

---

## પદ ૪૯ મું

*

## પેરામણી વખતે

### મોહન વાજા વાગીયાં

કન્યા આપી તો આપો પહેરામણી.
વળી આપો હીરા મોતી માળ, રૂપા કેરા થાળ ઉમંગે પહે૦
હાથીના આપો તો અંબાડી આપીયે
હાથી શોભે એ વીણુ જેમ આપો તમે તેમ ઉમંગે પહે૦
પત્ર લખીયે તો નગ્ન ન આપીયે
એતે બીડીએ કવરમાં જેમ આપો તમે તેમ ઉમંગે પહે૦

## શ્રીયુત પોપટલાલ મોહો[illegible]

( [illegible] )



સાચી મીત્રતા કોને કહેવાય ? તે જેઓશ્રીએ મારા આ પુસ્તકમા સહાય આપીને બતાવી આપ્યુ છે અને દિવસે દિવસે સાહિત્યનો કેમ પ્રચાર થાય તેવી ભાવના જેના હ્રદયમા છે તે મીત્રવર્યનો હુ જેટલો આભાર માનુ તેટલો ઓછો છે

લી ભોગીલાલ કવી

પાન આપો તો સોપારી આપીએ
વળી કાથો ચુનો સાથે જેમ આપો તમે તેમ ઉમગે પહે૦
નંગ આપ્યુ તો મુદ્રિકા આપીએ
વ્હાણુ સાથે શોભે શઢ જેમ આપો તમે તેમ ઉમગે પહે૦
ગાદી સાથે ગલેફની રીત છે
દુધ સાથે સાકર હોય જેમ આપો તમે તેમ ઉમંગે પહે૦
પુષ્પ હારો માળી પાસે માગીએ
સાથે આપે છે છાબડી જેમ આપો તમે તેમ ઉમગે પહે૦

---

## પદ ૫૦ મું

## ભાભી આવે છે

(સારૂ સારૂ રે સુરત શહેર)

આજ આંગણીયુ ઉજ્જવળ ભાભી આવે છે
શીળી નૈતમ જગની છાય ભાભી આવે છે.

મદ મંદ હસતી, મુખ નવ વદતી, લજ્જા લચી લચી જાય રે
મોંઘી ભાભીના અંતર ઉમળકા ખોલી નયન હરખાય ભાભી ૧

નીર્મળ **સરીતડી** ભાભી અમોલી વહેશે સાત્મીક માન રે
સાગર સમ ભડ ભ્રાત રસીલો ઝીલી લેશે નવીતાન - ભાભી ૨

મીઠી ભાભીની સોડથી સરશે સરલા સુદર પુલ રે
નિતનિત ખીલતાં વિધ વિધ ઝુલતા તેજ વસે વીરકુળ ભાભી ૩

અનુપમ જોડલું પાસે પ્રભુતા થાશે જગત રળીયાત રે
કુંમકુંમ ચાંદલો મોંઘી ભાભીનો અમર રહો જગતાત ભાભી ૪

---

## પદ ૫૧ મું

*

## કન્યાને ઘેર લાવતાં

(આવ્યા ઉનાળાના દહાડા રે)

આજે સોનાનો સુરજ ઉગ્યો કે

વહુઅર કુંમકુંમ પગલે તું આવી.

મ્હારી સંસાર વાડી દીપાવી કે— વહુઅર૦
મંગળ મોતીડે લઉ છું વધાવી કે— વહુઅર૦
તારૂં સૌભાગ્ય સાથે તું લાવી કે. વહુઅર૦
આવ્યો શાન્તીનો મ્હારે જમાનો કે. વહુઅર૦
આવ્યો લક્ષ્મીનો અખૂટો ખજાનો કે. વહુઅર૦
ગૃહને સ્વર્ગ સમુ બનાવ્યું કે. વહુઅર૦
કુળ કીર્તી પ્રકાશે દીપાવ્યું કે. વહુઅર૦
મ્હારા આંગણે ફૂલ છવાયાં કે. વહુઅર૦
રૂડાં મંગળ ગીત ગવાયાં કે. વહુઅર૦
દેવો આજ રમે આ ભૂવનમાં કે. વહુઅર૦
આનંદ સાગર ઉભરાય તનમાં કે. વહુઅર૦

---

## પદ પર મું

※

# વંદે માતરમ્

(રાગ કલ્યાણ)

છાયા જગતમાં સ્વર સચ્ચા, મંત્ર વંદે માતરમ્.
માતૃભૂમિ ચહાનેવાલે, મંત્ર વદે માતરમ્.
ઉત્પન્ન એ હુઆ જીસ ભૂમિ પર, કુછ ઉસ્કાભી રક્ષણ કરો.
નિતી ધુરંધર તીલકને, ઉચ્ચારા વંદે માતરમ્.
સ્વરાજકા બીડા ઉઠાયા, મહાત્મા શ્રી ગાંધીને.
શસ્ત્ર લેકર સત્તકા, ઉચ્ચારા વંદે માતરમ.
નહેરૂ જવાહીર મોતી વલ્લભ, વીર શ્રી નરીમાનજી.
અયસે અયસે મહા નેતા, કહે તે વંદે માતરમ્.
માતૃભૂમિસે અધિક ભકિત, નહી કોઇ જગતમે.
બાળક યુવાનો વૃદ્ધ સબહી, કહે દો વંદે માતરમ્.

લગ્ન ગીત સમાપ્ત.

# શુદ્ધ પ્રેમનું બલીદાન

## પદ પ૩ મું.

*

## ઇલાયચી કુમારનું વૃતાંત.

( શારદા તું )

( દોહરો )

સ્તુતિ



શારદા તું સરસ્વતી ભગવતી, તુજ બાળને તું તારજે,
વિદ્યા તણો વીકાસ મુજને, અંતરે તું સ્થાપજે. ૧

વિઘ્નો બધા તું દુર કરી, મુજને સદા સંભારજે,
આવે કદી ના આપદા, આશીશ એવી આપજે. ૨

બ્રાહ્મી સુતા શ્રી સરસ્વતી, તારો સદા છે આશરો,
જ્ઞાની અને કવિ વર્યોને, તહારો સદા છે આશરો. ૩

નીશ દીન માતા હું નમું, મુજ પાપને વીદાર જે,
ઇજ્જત વધો, નિતી વધો, ભિતી સદા તું ટાળજે. ૪

ઘટ ઘટમાં વિદ્યા તણો, સંચાર નિત્યે પ્રસરજો,
ભોગીલાલ સદા કીંકર તારો, સ્થાન હૃદયમાં આપજો. ૫

## પદ ૫૪ મું

*

[ નટ રમવા આવે છે. ]   [ સ્થલ ઇલાવર્ધન નગરી ]

(ઢમ ઢમ વાગે ઢોલ)

હારે જોને ઢમઢમ વાગે ઢોલ પીપીપીં શરણાઇ કેરા
સુંદર વાગે શ્રોદ્દ.
ખેલાડી કરવા આવ્યો ખેલ, ખરેખર નટ બોલે બોલ.
હારે જોને ઢમ૦ ૧

વાસ ખોડયા અને દોરડા બાંધ્યા, લોકોનો શોર બકોર,
નગરીમાં વાત એવી ચાલે, આવ્યા નટ ચકોર.
હારે જોને ઢમ૦ ૨

ઇલાવર્ધન નગરીની અંદર, આનંદ અપરંપાર
ગગન ચુબીત શોભે મહેલાતો, સુખી સૌ નરનાર.
હારે જોને ઢમ૦ ૩

ભલે ભલે કહી નટ પોકારે, ગાતા ગીત રસાલ.
શ્રીદત શેઠની શોભે હવેલી, પુત્ર ઇલાયચી કુમાર.
હારે જોને ઢમ૦ ૪

સગીત સ્વર સુણતાં ઇલાયચી, ચમકે દીલમાં ઝાળ,
સગીત સુણવા ઉઠયો પ્રેમે, આવ્યો જરૂખાના દ્વાર,
હારે જોને ઢમ૦ ૫

નાટય પ્રયોગ જુવે અવલોકી, ત્યાં દેખ્યો સુંદર દેદાર,
સોળ વરસની ભર યોવનમાં, દીઠી નૌતમ નાર.
હાંરે જોને ઢમ૦ ૬

રૂપ જોતાં મોહીત થાતો કે દેવાંગના અવતાર,
મસ્ત બન્યો એ જોઇ ઇલાયચી, પરણું હું એ નાર.
હાંરે જોને ઢમ૦ ૭

પ્રેમ તણી માયા જગમાં, અનુભવથી એ સમજાય,
ગંભીરતા વિના જગમાં, આ પ્રેમ નહી પરખાય.
હારે જોને ઢમ૦ ૮

મન સાથે વીચાર કરીને. ઇલાયચી મુંઝાય,
ગુપ્તપણે એ એકલો આજે, રીસાઇને સુઇ જાય.
હાંરે જોને ઢમ૦ ૯

સંધ્યા સમયને વખતે પીતા, પુત્રને શોધવા જાય
પુત્ર પરનો પ્રેમ અનોપમ, વિયોગ નહિ સહાય.
હારે જોને ઢમ૦ ૧૦

છેવટ પુત્રને જોતાં જોતાં, જુએ સુતેલો ઘોડાર.
કહે ભોગીલાલ કર્મ ગતિનો, કેવો અજબ ચીતાર.
હાંરે જોને ઢમ૦ ૧૧

## પદ ૫૫ મું.

*

(હવે કેમ કરૂ)

હવે કેમ કરું (૨) નટડીને શી જ રીતે મળું હાંરે હવે

રુપ અનોપમ સુંદર તેનું, જોઈ મુખ હું ઘેલો ફરૂં.
કયારે મળે એ પ્રેમદા મુજને, ઉપાય તેનો કેમ કરું. હવે. ૧

અજબ રૂપ જોતાજ નજરે, હ્રદય રહે મારૂં ઉછળ્યુ
ભાગ્ય વીના મળે ન પ્રેમદા, કયા જોશી પાસે જોશ ધરું. હવે. ૨

પરવશ મારો પ્રાણુ થયો છે પ્રેમ હ્રદય ત્યાં રહે નીતર્યું.
પ્રભુ પાસે માગું એટલું, નટડી મળે તો મારુ ભાગ્ય ફળ્યું હવે. ૩

શર્વરી વીતી ગુપ્ત ચાલ્યો, જઈ નટડીને હું જ મળું
કહે ભોગીલાલ ભાગ્યજ જૂઓ, નસીબ પાંદડુ કેવું ખર્યું. હવે. ૪

---*---

## પદ ૫૬ મું

*

(રાત્રી પડી ને.)

લાવણી.

રાત્રી પડીને ઇલાયચી ચાલ્યો, નટ લોકોને જઇજ મળે.
બોલાવ્યા ત્યા નટ આગેવાન, કર્મ પીડા કયાંથી ટળે ૧

તમ પુત્રી પર મોહીત થયો છું, લગ્ન તણો વિચાર કર્યો,
કહો તેટલા આપુ રૂપીયાં, વરવા નિશ્ચય મેજ કર્યો. ૨

નટ કહે છે સુણો શેઠજી, અમે કમાવાને આવ્યા,
દીકરી વેચી દામ ન લઇએ, હાથપગ સાજા લાવ્યા ૩

આજ કાલનો જુઓ જમાનો, દીકરી વેચી ધન કરે,
પાળીપોષી મોટી કરીને ગાય ઉપર છુરીજ ધરે. ૪

તે પાપ તણી અધોગતી વધતી દશા આજે બુરી દેખાય.
નટ કહે છે સુણો શેઠજી, પૈસા અમથી નહી લેવાય. ૫

કહે ઇલાયચી લાખ બે લાખ તમે માગતા થાકી જાઓ
કરજોડી કહે શ્રેષ્ટી પુત્ર દીલ કૃપા કરી ન દુભાઓ ૬

શુદ્ધ પ્રેમ જ્યાં જોયો નટે નટ કહે સુણો અમ વાત
અમ જ્ઞાતમાં આપ ભળીને ખેલ કરો અમારી સાથ ૭

બાર વરસ સુધી ખેલ કરીને થાઓ શેઠજી તમે હુશિયાર
કોઇ રાજાને જઇને રીઝાવો પછી જમાડો અમારી જ્ઞાત ૮

તે પછી બેટી દઇશું પ્રેમે હોય હૃદયમા શુદ્ધ વિચાર
ત્યાં તો ઇલાયચી કબુલ થાતો ચાલ્યો નટ લોકોની સાથ ૯

કુટુંબ તણી મમતા મુકી પ્રેમ દીવાનો થયો તૈયાર
કરોડ પતીનો બેટો આજે ત્યાગ કરે સઘળો વહેવાર ૧૦

ઢાંકયા કર્મની ખબર નકોને મુર્ખ કરે શાને અભિમાન
કરોડ પતીના બેટા કેરૂ સ્થીતીનુ સમજી લ્યો ભાન ૧૧

મોહ દશા પાગલ બનીને ઈલાયચીએ તજ્યો વહેવાર
પ્રેમ જગતમા અણુમોલ વસ્તુ સમજો શાણા નર ને નાર ૧૨

કહે ભોગીલાલ આગળ સુણો ઈલાયચી કુમારનુ વ્યાખ્યાન
અનેક દેશમા ખેલ ખેલતા બસશુદ્ધ પ્રેમનું ધરતો ધ્યાન ૧૩

---

## પદ ૫૭ મું.

*

### સ્થળ બેનાતટ દેશ

#### દોહરો

બેનાતટ દેશ પોચીયા વીત્યા વર્ષ જ બાર,
ધન્ય નટડી ધન્ય કુંવરજી, પ્રેમ સંયમ અપાર ૧

એ પ્રેમના પથી ઈલાયચી, ધન્ય તારો અવતાર,
બાર બાર વર્ષ મનને જીત્યા મહાઅનુપમ સસ્કાર ૨

વિજય શેઠ ને વિજયા શેઠાણી મુકતા સજ્યા તલવાર
શીયળ પાળયા મનની સાથે વિત્યા વર્ષજ બાર ૩

એ ઉપમાને લાયક આજે નટડી ને કુમાર
શુદ્ધ પ્રેમ મેળવવા કાજે બલીદાન દે અપાર ૪

દેશ બેનાતટ આવ્યા ત્યા નટ નાયક સુખકાર
અરજ કરવા રાજ્યમાં આવ્યો લીધી રજ તે વાર ૫



# પદ ૫૮ મું

ગઝલ

## ધણીનું ધાર્યું દુનિયામાં

ધણીનું ધાર્યું દુનિયામાં થવાનું તે થવાનું છે
જગત જે જે જન્મ્યા તે આખર સૌને જવાનું છે. ૧

ખરેખર પ્રેમના તત્વો ઘવાયા હોય તે જાણે,
કસોટી જ્યાં નહીં થાતી કહો તે દુઃખ કોણ જાણે, ૨

હજારોની મળી મેદની રાજવી આવી બીરાજે,
ખેલાડીને ખેલ કરવાને હુકમ ત્યાં રાજવી આપે ૩

પ્રભુના આશરે રહીને બન્યો મસ્ત દીવાનો
આહાહા શુ પ્રેમ હૈયામા હ્રદય એક ઈલાયચી જાણે ૪

નથી પરવા ઇનામોની નથી પરવા જગતની જ્યાં
ફક્ત પરવા ધારી એક હ્રદયમાં નટડી ઠરી ઠામે. ૫

વગાડે ઢોલ શરણાઈને વળી સુંદર સંગીત વાદ્ય,
હવે શું શું થવાનું છે ફક્ત એક શ્રી પ્રભુ જાણે. ૬

---

# પદ ૫૯ મું.

*

(સમજુ લોકો)

ઓ સમજુ લોકો આવો રે ખેલ નટ ના જોવા,
આજ દિવસ અણુમુલો રે નટ આવ્યા રમવા. એ ટેક

ખેલ કરે છે એવા અદ્‌ભુત દેખી દીલ ખુશ થાય,
રાજા પણ જ્યાં જોવા પધારે આનંદ ઉર ન માય. એ. ૧

વાંસ ખોડ્યા ને દોરડાં બાંધ્યાં સો કીધા સાજ તૈયાર,
મોત અણીના ખેલ કરે છે જેને બીક નહી લગાર. એ. ૨

સો ફુટ ઉચો વાંસજ ખોસ્યો જમીન કેરી મોઝાર,
તેપર કટકટ ચડતો ઈલાયચી પોચે ન નજર લગાર. એ. ૩

ઉચે પહોંચતાં નાચજ કરતો ફકત પ્રભુનો આધાર,
નટડી પણ જોતી દેદાર ને સહાય કરો કીરતાર. એ. ૪

(નટ) સરવે ગૃહસ્થો મારો ખેલ જુએ
અને તમારો પવિત્ર અભિપ્રાય આપો.

( દોહરો )

શુદ્ધ પ્રેમના બલીદાન જુએ જ્યાં પ્રાણની પરવા નહી,
એ પ્રેમમા પ્રભુતા વસી જેની જોડી જડતી નહી.

---

પદ ૬૦ મું

*

( તને છેલ્લી સલામ )

( સર્વ શ્રોતા )

સર્વે શ્રોતા વર્ગ ખેલ જોઈ જુએ
મારા અદ્‌ભૂત કાયને નીરખી જુએ

સાખી

વાંસડા ખોડયા અને દોરડાં પણ બાંધીયા,
જૂઓ ઇલાયચી તે પરે પાવડીથી ચાલીયા.
ચાલ્યો ચાલ્યો તે કટ કટ ચાલ્યો ખરે
પ્રેક્ષકો ખેલ જોઇ દીલને ખુશ કરે. સર્વ૦ ૧

સાખી

લોકો અચરજ પામીયા ખેલ તો સુંદર કરે
બીક જયાં કીર્ચીત નથી પર લોકનાં હૈયા હરે.
જુઓ ચઢયો ઇલાયચી આકાશ પરે
મન તણા મજબુત માનવી ચાહય તે કરે. સર્વ૦ ૨

સાખી

ખેલને પુરો કરી આવ્યો રાયની પાસ
પણ બુદ્ધિ બગડે રાયની કુંવર થયો નિરાશ
રૂપ દેખી નટડીનુ ત્યા રાજા ચળે
વજીરને સલાહ પુછે કે નટડી કેમ મળે સર્વ૦ ૩

સાખી

વજીર સલાહ આપતો ખેલન જોયો લગાર
ચીત્ત હજુ રાજય કાર્યમા માટે કરો બીજીવાર
શુદ્ધ પ્રેમનો યોગી બીજો ખેલ કરે
નટડી કેરા પ્રેમ માટે મોતથી લડે સર્વ૦ ૪

સાખી

અદ્ભૂત ખેલ પૂરો કરી ઉતર્યો તેની વાર
રાજાનું ચીત્ત નટડી મહીં ખુશ ન થાય લગાર

રાજા વિચાર કરતો એવો કુંવર ક્યારે મરે
એવા મારા ભાગ્ય ક્યાંથી નટડી મળે સર્વ ૫

સાખી

ફરી રાજવી બોલતો ખેલન જોયો લગાર
નટડી મન સમજી ગઇ બદલાયો વહેવાર
રાજાની દાનત બગડી નટડી સમજી ખરે
રાજા રીઝ્યા વિના ઇનામ ક્યાંથી મળે સર્વ૦ ૬

સાખી

ઇલાયચી ગભરાયો નહી દુખીનો સાહ્ય કીરતાર
રાખી ભરૂસો તે પરે ચડજો ત્રીજી વાર
શુધ્ધ પ્રેમનો પેગમ્બર એ પાછો ચડે
કળા કૌશલ્ય ચાતુર્યથી જનના મનહરે સર્વ૦ ૭

સાખી

લોકો ઘણા ખુશી થયા, રાણી પણ હરખાય,
રાજા વજીરના મુખ પર શ્યામતા દેખાય,
રાજા ચમક્યો, મારી વચમાં કુંવર નડે,
ક્યારે ચૂકે એ કુંવર ને હેઠો પડે. સર્વ૦ ૮

સાખી

રાણી પણ સમજી ગઇ સૌ સભાજન સમજી જાય
નટપર જુલમ દેખીને સૌના દીલ કચવાય,
નટજી તારા ખેલ જોયા નહી ચિત્તથી ખરે,
ઉદાસ ચહેરે ઇલાયચી તો ચોથી વાર ચડે, સર્વ૦ ૯

સાખી

ચોથી વાર ચડતો જઈ કર્મગતિની કઠણાઇ,
કૌતક ત્યાં એવું બને, દશા જુઓ બદલાઇ,
મોત તણી નોબત જુઓ ગડગડે,
કહે ભોગીલાલ કર્મને આધીન દુઃખ પડે. સર્વ૦ ૧૦

## પદ ૬૧ મું

*

હૃદયના શુદ્ધ પ્રેમીને
ગઝલ

હૃદયના શુદ્ધ પ્રેમીને, હૃદયના દાન ઓછાં છે;
અનેક કષ્ટો ભલે આવે જીવનનાં દાન ઓછાં છે. ૧

કસોટી પ્રેમની થાતી, બન્ને પ્રેમી જ પંખીની;
પ્રભુ પણ થઈ ગયો વેરી, જગત સન્માન ઓછાં છે. ૨

વિચારતી નટડી દીલથી, હૃદયનો પ્રેમી તો મળીયો;
છતાં ન સુખની ઘડીઓ, અમારાં ભાગ્ય ઓછાં છે. ૩

અમ બન્ને પ્રેમીની, અરજ કંઇ દીલ પ્રભુ ધરજે;
હૃદય ચાહે ઇલાયચીને, કહે ભોગી એ દીલ મોંઘા છે. ૪

## પદ ૬૨ મું.

*

(ચડયો મોત તણે ઝોલે)

ચડયો મોત તણે ઝોલે, હીંચતો પ્રેમ હીંડોલે.
હૃદયમાં અવનવા તોલને તોલે, હીંચતો પ્રેમહીંડોલે.

આશા આશાની મહીં વિત્યા વર્ષ જ બાર,
તોએ ન સુખની ઘડી ધીક પડો અવતાર.
ચડયો એમ કુંવર ચગડોળે. હીંચતો પ્રેમ હીંડોલે ૧

શુદ્ધ હૃદય બંને જણ તણા એક જાણે શ્રીકીરતાર
કુટુંબ કબીલો સહાયબી ત્યાગી દઈ પલવાર.
બની પ્રેમ દિવાનો ખેલ ખેલે, હીંચતો પ્રેમહીંડોલે ૨

નટડી પણ વિચારતી આ તો દૈવી અવતાર,
મોત તણી પરવા નહિ જ્યાં હૃદય એકાકાર.
હૃદય રડતું નટડી તણું બોલે, હીંચતો પ્રેમહીંડોલે ૩

આ ભવ કે પરભવ મહીં માગું એ જ ભરથાર,
ઊંચે જુએ કામીની, તો જોયો અજબ દેદાર.
સ્થિરતાના વિચારે ઝુલે; હીંચતો પ્રેમહીંડોલે. ૪

આધાર વગર એ આત્મા, જોડતો બન્ને હાથ,
વિચાર શ્રેણીપર ચઠે કરતો મંન પ્રશ્ચાં'પ,
કહે ભોગી કર્મગતિ ક્યારે ટળે, હીંચતો પ્રેમહીંડોલે ૫

## પદ ૬૩ મું

*

### અરર ઓ પ્રભુ

### લલીત

અરર ઓ પ્રભુ આ મેં શું કર્યું,
પતિત માર્ગે પગલુ મેં ભર્યું, ૧

નવ ધરી જરી બીક મેં લગીર,
અરર હાય રે શોધ્યુ મેં કથીર ૨

માતપિતાનો સ્નેહ દૂર મેં કર્યો,
વિષયમા ખરે અધ હું બન્યો, ૩

વણીક ફીટીને નટ વેશથી
દુઃખ લીધુ અરે મેં માગી હાથથી ૪

શરણુ તાહરૂં મારે શ્રી. હરિ
કર જોડી કહું હું ફરી ફરી. ૫

હદ હવે થઇ હદ હવે થઇ
જીવન નૌકા મુજ ડુબતી રહી ૬

તાર તાર ને દીલ દયા ગ્રહી
હવે ન કોઈ ચીજની આશા કંઈ રહી ૭

---

## પરીખ શેઠ નાનચંદ ગુલાબચંદ શાહ.

પ્રીન્સેસ સ્ટ્રીટ,
કોલ ભાટ લેન મુંબાઇ.




જેઓશ્રી લેખક પ્રત્યે વાત્સલ્ય ભાવ ધરાવે છે અને મા
પુસ્તકમા આગળથી સારી મદદ આપી આભારી કર્યો છે તે
તેઓશ્રીનો હમેશા હું રૂણી છુ

લી કવી ભોગીલાલ.

## પદ ૬૪ મું

### દોહરો

ચડતો ચોથી વાર મહા કૌતુક દેખતો
પંચ મહાવ્રત પાલણહાર મુનિવર અવલોકતો ૧

જાતા ગોચરી માટ શ્રેષ્ટી તણા ઘરની મહીં
દેખી નૌતમ નાર મુનિ ઉંચુ જુએ નહી ૨

દેખી સુંદર સ્વરૂપ મુનિવર ચલતા નથી
માસ ખમણની ભુખ કીંચીત દેખાતી નથી ૩

એવા મહા ત્યાગી અને રોમ રોમમા વૈરાગ્ય
ધન્ય ધન્ય મુનિ તુજને ધન્ય જ તારો! ત્યાગ ૪

દેખી ઇલાયચી આ બધુ મન માંહી કચવાય
હીરો ખોયો હાથથી રડવાથી શું થાય ૫

આવા વિચારે શુભ યોગ હૃદયમાં ચડતો જાય
એકાગ્ર ચિત્ત લાગતાં ભાન સહુ વિસરાય ૬

તારણવાલા તારજે તેથી તારણહાર
કહે ભોગી પળ પળ શું બને જાણે શ્રી કીરતાર ૭

આ પ્રમાણે અચાનક ખેલ કરતાં કરતાં પોતાની દૃષ્ટીએક પવિત્ર મહાપુરુષ ચારિત્ર ચૂડામણિ મુનિરાજ ઉપર

પડે છે. તે મહાપુરૂષનો પ્રભાવ જોતાં તથા નવયૌવના સ્વરૂપ સુંદરીના હાવભાવ જોતાં મુનિ મહારાજની પોતાની કીંચીત પણ દ્રષ્ટી ઉંચી થતી નથી તે હકીકતનો વિચાર કરતાં ઇલાયચી સોફ્ટના ઉંચા વાંસ પર કોઇ પણ જાતના આધાર સિવાય પોતાની પરિસ્થિતિનો ખ્યાલ લાવતાં શુકલ ધ્યાનમાં મસ્ત બની રહ્યો છે. ત્યાં હવે શું બને છે કે, નટડી પણ તેના શુદ્ધ હૃદયના પ્રેમથી તે પણ તેની પાછળ દિવાની બની રહી છે અને એક નજરથી ઇલાયચી કુમારના દેદાર તરફ નિહાળી રહી છે. અને પ્રભુ પરાયણ એકતલ્લીન થઇ જતાં શુભ ધ્યાન ઉપર આવે છે—

---

## પદ ૬૫ મું

ઈલાયચી— *

### નૌકા મારી પાર ઉતારો

(બેડો ભાઈ બૂડતો તારો રે .... .... એ રાગ)

નૌકા મારી પાર ઉતારો રે દીનાનાથ આશરો તારો રે ટેક

હું હીણભાગી બાળક તાહરો સમજ્યો ન સાર અસાર
મોહ દશામાં અંધ બનીને ત્યાગ કર્યો કુળાચાર
ઉગરવાનો એકે ન આરો રે દીનાનાથ આશરો તારો રે ૧

બાર બાર વર્ષો વિતી ગયા વળી શુકાયા જ શરીર
પ્રેમ દિવાનો હુંય બન્યો પ્રભુ ખોયુ હૃદયનુ હીર
નહી શુદ્ધ વિચાર ધાર્યો રે દીનાનાથ આશરો તારો રે ૨

રાજવીની દાનત બગડી જોઈ નટડીનું રૂપ
એ રૂપમાં પણ હું લોભાયો જોયો ન ઊંડો કુપ
એ કુપમાથી પ્રભુ ઉગારો રે દોનાનાથ આશરો તારો રે ૩

છેવટ બાળક હું છું તમારો અને આપ મારા આધાર
કહે ભોગીલાલ દયાળુ વીભુ ઉતારોને ભવપાર
ઇલાયચીનો તુજ સહારો રે દીનાનાથ પાર ઉતારો રે ૪

---

## પદ ૬૬ મું

નટડી— ※

## મારી અરજી તું સ્વીકાર

મારી અરજી તું સ્વીકાર (૨) બેડલી ઉતારજે ભવ પાર—ટેક૦

સમય સમયનુ કામ કરે સમય સદા બળવાન
સમયને આધીન આખી અવની સમય જીવન સુકાન—મારી૦

પર ભવ કેરા પ્રેમ સંયોગે મળી ગયો વહેવાર
ક્યાં હું નટડી ક્યાં આ કુમાર વિધિ ખેલ અપાર—મારી૦

મુજ રૂપને કારણ જુઓ કેટલો હત્યાચાર
એ રૂપ પ્રભુ બાળી દેજો મુજને પાર ઉતાર–મારી૦

સુખતણી આશા ન મુજને આશા સૌ દૂર જાય
હવે આશા પ્રભુ–જીવનની કંઇક હવે સમજાય–મારી૦

મન અમારૂ મજબુત કરવા દે જે હ્રદય બળવાન
કહે ભોગીલાલ મન મજબુતથી સૌ સાધે કલ્યાણ–મારી૦

---

## પદ ૬૭ મું

*

## શાસન તણા ઓ

શાસન તણા ઓ દેવો બાળક આ તમારો
લઇ ગોદમાં લ્યો તેને આપો હવે સહારો ૧

નથી આશા બીજી કંઇ સુધરે કંઇ સસ્કારો
જેથી જીવન કેરા કંઈ સુધરે વિચારો ૨

હવે હદ થઈ ઓ સ્વામી જીવન મારૂ સુધારો
નૌકા ડુબી રહી મુજ પાર તેને ઉતારો ૩

---

પદ ૬૮

*

## બદલાઈ ગયા વિચાર

બદલાઈ ગયા વિચાર કુંવરના બદલાઇ ગયા વિચાર
વાંસ ઉપર એ ધ્યાન જ ધરતો સો ફૂટ ઉચે ધાર
પુજ્ય મુનિવરને જોતા ત્યાં ફરી ગયા સંસ્કાર–કુંવરના૦

ધન્ય ઘડી ધન્ય દિવસ માહરો હાથ લાગ્યુ સુકાન
શાસન દેવ તારા શર્ણે હું છું એમ ધરતો શુકલ ધ્યાન–કુવરના૦

અનેક જાત પાતીક આવરણુ દુર કરે પળવાર
નીગ્રંથ કેશ ધ્યાનમા ચડતો રોમ રોમ આનંદ અપાર–કુવરના૦

શુદ્ધ વિચારની શ્રેણીએ ચડીયો કર્મ ક્ષય કર્યા ધરી ધ્યાન
કહે ભોગી લાલ એ વિચારથી ઉપજે કેવળ જ્ઞાન–કુવરના૦

---

પદ ૬૯ મું

*

(દેવ દુદુંભી) (વહાલા વેગે)

દેવ દુદુંભી વાગી રે. લોકો સૌ જાગી રે
જુએ જુએ પ્રેમથી રે, હોજી ૧

કર્મ ખપાવ્યા પ્રેમથી, ઝીલ્યો સંયમ ભાર
અજબગતી કર્મો તણી, સમજો નર ને નાર,
માયા જે ત્યાગી રે, શીવ સુખ લીધુ માગીરે
શુદ્ધ ભક્તિ સ્નેહથી રે, હોજી ૨.

સયમ લગની લગાવી, કીધો સફળ અવતાર
માયા બધન તોડી ને, ઉતરીયા ભવપાર.
કર્મ સૌ દુર કરી રે, હોજી ૩.

---

## પદ ૭૦મું

*

### લાવણી

નટડીના પણ વિચાર બદલ્યા, સસારમાં કાંઇ સાર નહી,
સ્વરૂપ પર ફીટકાર જ દેતી, જીવનમા કશુ સુખ નહી ૧

માટે પ્રભુના ચર્ણોમાં રહી, જીવનને વ્યતીત કરૂં,
ઉગ્ગ્ર ભાવના ભાવી મનમા, કર્મ ખપાવી દૂર કરૂ ૨

શુદ્ધ પ્રેમના જુઓ આત્મા, સર્વ બળીદાન કેવું કરે,
સાચા હૃદયના ભાવની સાથે, સયમમા જેનુ ચીત્ત ઠરે. ૩

એહ ભાવના એવી ભાવે, વદતી પોતે અમૃત વાણુ,
ઉચ્ચ શ્રેણી એ ચડતા ચડતા, ઉપજયુ તેને કેવળ જ્ઞાન. ૪

રાજાને પણ ખ્યાલ પડયો કે. ભૂલ ખરેખર મેંજ કરી,
શુદ્ધ પ્રેમના આત્માઓમાં, કુદ્રષ્ટી કા મેંજ કરી ૫

કરી હૃદયમાં પશ્ચાતાપ ને, ધરવા લાગ્યો પ્રભુનું ધ્યાન,
કર્મ ખપાવ્યા પલક એકમાં, તેને ઉપજયુ કેવળ જ્ઞાન. ૬

રાણી પણ ત્યાં સમજી જાતાં, કીધો હ્રદય થકી વિચાર,
ધન્ય ધન્ય ઈલાયચી નટડી, જાણે કીધો બેડો પાર ૭

પ્રભુ પરાયણ બન્ને આત્મા, ભક્તિ હદયમા મેળવી લ્હાણુ
શુદ્ધ ભક્તિના પ્રભાવ વડે, તેને ઉપજે કેવળ જ્ઞાન ૮

હલવા કર્મી આત્મા જુઓ, જ્યાં કુડકપટનુ નામ નહી,
કરેલાં કર્મો ત્યાગવા માટે, જ્યાં ઘડીની ઢીલ નહી. ૯

આવા પવિત્ર આત્માઓને, સહસ્ત્ર કોટી વદન હજો,
કહે ભોગીલાલ પ્રેમ બળીદાન, નટડી ઇલાયચી જેવા હજો ૧૦

# પદ ૭૧ મું

*

## ગઝલ.

જગતના પ્રેમી આત્માઓ, બળીદાન પ્રેમના જોજો,
હોય જો સ્થાન કંઇ હૃદયે, અનુભવ તે કરી જો જો ૧

હૃ દ ય ની ઉર્મી ઉભરે, પવિત્ર પ્રેમના પંથે,
હજારો આ પત્તી આવે, બળીદાન પ્રેમના જોજો ૨

જુઓ નટડી અને કુમાર, તણા એ પ્રેમના પથે
સદા ની વિં કા ર રહીને, બળીદાન પ્રેમના જોજો ૩

કરોડોની તજી દો લ ત, કીધોવિચાર નહી દીલમા,
બન્યો મસ્ત એ પાગલ, બળીદાન પ્રેમના જોજો ૪

હવસના પ્રેમ જ્યાં હોએ. નહી ત્યા પ્રેમ કાયમ રહે,
તજી હવસ સાધે સંયમ, બળીદાન પ્રેમના જોજો. ૫

કરી આત્માતણુ કલ્યાણ, બતાવી આખી આલમને,
રહો એ આત્મા અ મ ર, બળીદાન પ્રેમના જોજો. ૬

અંતીમના બોલ બોલું છુ, જગત્‌ની સાક્ષીએ આજે,
કહે ભોગી મોંઘેરા એ, બળીદાન પ્રેમના જોજો. ૭

(શ્રી ઇલાયચી કુમારનુ – આખ્યાન સમાપ્ત)

## પદ ૭૨ મું

*

# એ પૂરી પંચાત.

### દોહરો.

પૂત્ર હોય જો કુલક્ષણો પાપીને કમજાત,
પિતાને એ શું ઠારશે એ પૂરી પચાત ૧

ગુરૂ વ્યસનીને લોભીયા વદે ન સાચી વાત.
સમાજને શું તારશે એ પૂરી પંચાત ૨

બંધવ હોએ બોલકણા પાછળ કાપે વાત,
વખતે દગો એ આપશે એ પૂરી પંચાત ૩

કોટે પત્થર બાંધીને બૂડે પોતે આપ,
બીજાને એ બુડાડશે એ પૂરી પચાત. ૪

નાર રૂપાળી હોય પણ પાડે દુર્ગુણ છાપ,
સ્વામીને શું એ ઠારશે એ પૂરી પંચાત. ૫

ભલો મુનીમ પણ શેઠની કરવા ધારે ઘાત.
ધન રળીશુ આપશે એ પૂરી પચાત ૬

વાત વીષય સમજે નહી કરે લાતથી વાત,
અણસમજુથી પાના પડયાં એ પૂરી પંચાત ૭

---

## પદ ૭૩ મું

*

# મિત્રાચારી

### ગઝલ

સંસારમાં સ્નેહને સગપણ, બધાં એ સ્વાર્થના સાથી
નિઃસ્વાર્થ જે કરે સેવા, જગતમાં સાચો મીત્ર એ-૧

પરાયુ દુઃખ દેખીને હૃદયમાં, રહેમ લાવે જે
બને સાચો સેવક જગમાં, જગતમાં સાચો મિત્ર એ-૨

બાંધે મીત્રા ચારી જયારે, નીભાવે ખાંડાની ધારે
હૃદય શુદ્ધ જ્યોતિ ચમકાવે જગતમાં સાચો મિત્ર એ-૩

ગણે દુઃખ મીત્રનું નિશદીન, જપે નહિ દીવસ કે રાતે
સદા સુખ દુખમાં સાથે જગતમાં સાચો મીત્ર એ-૪

પડે સીતમ તણી ઝડીયો, ભલે નિંદા કરે લોકો
છતાં નહિ સ્નેહ કરે ઓછો જગતમાં સાચો મીત્ર એ-૫

બંધવ કરતાં વધે મીત્રો, હૃદયનો ભાર કરે હલકો
રાખે ડર શ્રી પ્રભુ કેરો, જગતમાં સાચો મીત્ર એ-૬

બની મીત્રો સદા સાચા, વિચરજો આ અવનીમાં
કહે ભોગી એવા મીત્રો જીવીતર રહે જો સદા જગમા-૭

---

## પદ ૭૪ મું

*

# નસીબ તણી બલીહારી

નસીબ તણી બલીહારી વિશ્વે. ત્યાં નાના મોટાનો ભેદ નહી
સંસ્કાર વિના આ અવનીમાં જીવન કેરો રસ નહી ૧

ભાગ્ય તણા સસ્કારો સઘળા કરણી પર આધાર કરે
જેવી જેવી સોબત તેવી અસર સદા એ થયા કરે ૨

ખેલ જુઓ એ અજબ જગમાં નસીબ આધારે સૌ ચાલ્યા કરે
સત્કર્મનો બદલો જગમાં પ્રભુ તરફથી જરૂર મળે ૩

જ્ઞાની ઓ પણ કહી ગયા કે ભાગ્ય વિના કઇ છે જ નહી
પુર્ષાર્થને સાધ્યા વિનો ભાગ્ય કદીજ ખુલેજ નહી ૪

જગત મહી સેવા સાધીને નસીબને મજબુત કરો
કહે ભોગીલાલ ભાગ્ય ખીલવવા સતોષમય તો જીવન તો કરો ૫

---

# પદ ૭૫ મું

*

## હવે પધારો મેહુલા.

સોરઠા

બળ બળતો અંગાર ચેન પડે નહી જરી,
રાખ્યને દીલ ઉદાર હવે પધારો મેહુલા. ૧

નોધારાનો આધાર કેમ રિસાઈ તું ગયો,
ખેડુત જૂએ વાટ હવે પધારો મેહુલા ૨

રાજાનો તું રાજવી ને ગરીબનો તું શીરતાજ,
અબોલા તેં કયમ કર્યા હવે પધારો મેહુલા. ૩

તુજ શુભ પગલા થકી આનંદીત સૌ જણાય,
કાયમ આનંદ રાખવા હવે [illegible] લા.
ગાયો અને ભેંસો સૌ અરજ [illegible] થી,
શો છે અ[illegible] હવે [illegible] ા.
નોધારાને [illegible] ગરીબ
આધાર [illegible] હવે
બેઇમાની [illegible] જુસ
શ્રાપ દુનિ [illegible] વે

દુનિયાના જનસૌ અને પ્રાણીઓ સૌ અરજ કરે
પશુપક્ષી પણ બોલતાં હવે પધારો મેહુલા. ૮

મોર સૌ ટહુકાર કરે પાણી પાણી બોલતા
અરજ કરે ભોગી સદા હવે પધારો મેહુલા. ૯

---

## પદ ૭૬મું

*

## લકડી કા ગુણ

(ભજન)

સૌ ભાઈ સુણો સજ્જન મોરા દેખો ગુણ વોહ લકડીકા
જિસ વખત તોરા જનમ હુવા જબ વોહી ઘોડીયા લકડીકા
—એ રાહ

વિવિધ જાતકા લાયે રમકડા વોહી રમકડા લકડીકા
જિસ વખત તોરા જનમ હુવા જબ વોહી પારણા લકડીકા–સૌ૦

પાંચ વરસકી હુઇ ઉમર જ્યાં ગયે પઢને નિશાળ ભણી
વિવિધ જાતકી લાએ પાટી વોહી પાટી દેખો લકડીકા–સૌ૦

આઠ વરસકી હુઇ ઉમર જયાં હુઇ જ્ઞાત જયાં જમ ભેળી
કીયારે સગપણ દીયારે શ્રીફળ વોહી શ્રીફળ દેખો લકડીકા–સૌ૦

બારા બરસકી હુઇ ઉમર જયાં, તેરા બરસ હુવા જારી
વિવિધ જાત કા બના માંડવા હુઈ સાદીકી તૈયારી–સૌ૦

આએ ઘોડે પર ચડે વરરાજાઢલ્યા વીંઝણા લકડીકા
આએ સાજના બેઠે પાટ પર વહેંચ્યાં શ્રીફળ લકડીકા–સૌ૦

આએ સાસુ જયાં પુંખન પુખને વોહી પુખના લકડીકા
ગએ મોંહરે બેઠે વર વહુ ઢલ્યા બાજોઠ દેખો લકડીકા–સૌ૦

લાએ વાંસડા બાંધી ચોરી વોહી વાંસડા લકડીકા
ચાર મંગલકા ફેરા ફિરા જબ બંધ્યા મીંઢળ લકડીકા–સૌ૦

લાએ સોપારી કિયા ટુકડા વોહી સોપારી વૃક્ષ લકડીકા
એકી બેકી જયાં ખેલે વરરાજા દેખો તમાસા લકડીકા–સૌ૦

ગએ મહેલમેં ચડે વરરાજા ઢલ્યા ઢોલીયા ચાદીકા
વિવિધ જાતકી નકસી બનવાઇ વોહી મઢેલા લકડીકા–સૌ૦

આએ ઘડપણ ગીરા દાંત જબ લિયા ટેકા જબ લકડીકા
આએ કાળ જયાં ચઢે છાતી પર ઢલ્યાં ઢોલીયાં લકડીકા–સૌ૦

લાએ વાંસડા બાંધી નનામી વોહી વાંસડા લકડીકા
લાએ સુખડ લાએ શ્રીફળ લાએ ખાપટા લકડીકા–સૌ૦

કુટુંબ કબીલો કોઇ નહીં તેરાં નહી હે તોરી સગી રે માઈ
કહત ભોગીલાલ સુણો મોરે સજ્જન છેવટ જલાયા લકડીકા—સૌ૦

દોહરો

લકડીતણી માયા જગતમાં સૌ સાથ લકડી આવતી
જનમ અને મરણમહીં સાચી સગાઈ તે સાધતી

---

પદ ૭૭ મું

*

## વહેવાર જગતમાં

વહેવાર જગતમાં સમજી લેજો જ્યાં સ્વાર્થ કેરી બાજી સજી
પ્રેમ પ્રેમ ખોટો બતલાવે સ્વાર્થ કેરા સહુ ગરજી. ૧

પ્રેમ પરાયણ જીવન જગમાં સત્યપણે વિચારી વિચરો,
આનંદ આવે અણુમોલો ને ધ્યાન સદા શુદ્ધ પ્રેમ ધરો. ૨

ૐકાર તણો એ પ્રેમ પવિત્ર ચરણ ચૂમી જીવ્યું સફળ કરો
પ્રેમ લઘુતા ધારણ કરતા પ્રેમ પ્રભુતાના પંથે ચડો. ૩

નિજ પાપ તણી ક્ષમા યાચીને અસત્ય જીવન દૂર કરો,
મસ્ત પણે વિચરી આ જગમાં શુદ્ધ પ્રેમ જ્યોતિ પ્રગટ કરો. ૪

કહે ભોગીલાલ આ જીવનમાં સેવા ધર્મ સદા સૌ મનન કરેઃ
શુધ્ધ ધર્મના પ્રેમને સાધી જીવ્યું જગમાં સફળ કરો. ૫

---

## પદ ૭૮ મું

*

## સુણ દરજીડા

### ( હરી ભજન વિના દુઃખ દરીયા )

સુણ દરજીડા ગજ કાતરને સોય દોરાના ગુણ કહું,
આ અંધ દુનિયાના લોકોને સમજાવવા દાખલો હું દઉં. સુણ.

ગજ બદ સલાહ દેનારો છે, કાતરની સંગે રહેનારો છે,
તે કુસપ તણો કરનારો છે, સુણ દરજીડા ૧

કાતરતો કલેશી નારી છે, મહા કલેશ તણી કરનારી છે.
હોય ભેગાં તેને જુદાં કરનારી છે. સુણ દરજીડા ૨

દરજી શીવવા આવે છે, ગજકાતરને ભોંય પછાડે છે.
ભલી સોયને શીર પર રાખે છે. સુણ દરજીડા ૩

સોય સુલક્ષણી નારી છે, ડાહી ને વિવેકશાળી છે.
હોય જુદાં તેને ભેગા કરનારી છે. સુણ દરજીડા ૪

સોયનો પતિ પણ કેવો છે, રંગે રૂપાળો જોયા જેવો છે.
જેનું નામ જગતમાં દોરો છે. સુણ દરજીડા ૫

# દાનવીર શેઠ ગોવર્ધનદાસ પરષોતમદાસ સોનાવાળા

( શેઠ નારાયણદાસ મનોરદાસવાળા )

મુંબાઈ



શ્રીયૂત શેઠશ્રીની ઓલખાણ અને તેઓશ્રીની દાન પરાયણતાની કેટલીક હકીકત શેઠ હરગોવનદાસ જેઠાલાલે (શ્રી દેશી નાટક સમાજના માલીક) આપવાથી તેઓશ્રીના સેવાભાવી વીચારથી આકર્ષાઈ આ ફોટો મારા પુસ્તકમાં મુકી હુ મારી ફરજ બજાવુ છુ, અને પરમાત્મા તેઓશ્રીની ઉદાર ભાવના કાયમ રાખે તેમ ઇચ્છું છુ

લી ભોગીલાલ કવી.

દોરા જેવો નર એક જાણું વિશ્વંભરને પીછાનું
બીજા લાંબા ગજ જેવા જાણું સુણ દરજીડા ૬

કાતર જેવી બહેનો મારી વિદેશી ફેશનમાં રમનારી.
જેથી થઇ જીવન કેરી લાચારી. સુણ દરજીડા ૭

સોય જેવી સાદી નારી જો બને બહેનો માહરી.
તો થાયજ દેશની બલીહારી. સુણ દરજીડા ૮

શમશયા કહે છે ભોગીલાલ ગજકાતરને કાઢો બહાર,
સૌ સોયદોરાનો રાખજો ખ્યાલ. સુણ દરજીડા૦ ૯

---

## પદ ૭૯ મું.

*

### તારૂં મંદિર આલીશાન

તારૂ મંદિર આલીશાન, તું કયાં ગયો ભગવાન; (૨)
જગ્યા અનોપમ સુંદરસારી.પસરે પરીમલ આનંદ કયારી
કયાં લેવો એ આનંદ લ્હાણુ, તું કયાં ગયો ભગવાન....૧

હ્રદય પવિત્ર નથી અમારૂ, જયાં જોઉં ત્યાં ન્યારૂ ન્યારૂ,
ધરૂ જઇ કયાં ધ્યાન, તું કયાં ગયો ભગવાન....૨

આસપાસ સૌ કલેશ નિહાળું, નહિ જીવનમાં કાંઈ અજવાળું;
નથી ચિત્ત શુદ્ધ કે સાન, તું કયાં ગયો ભગવાન....૩

તુજ નામથી પત્થર તરતા, પ્રેમજ્યોતિના ઝરણાં ઝરતાં,
આજે કુસંપના નિશાન, તું ક્યા ગયો ભગવાન. ૪
આજે જગત સૌ સત્ય ભૂલે છે, હુ સાતુંસીમા સૌ ડુબે છે,
ઘરઘર પ્રગટ્યું અભિમાન, તું ક્યા ગયો ભગવાન.. ૫
દેખાદેખી તુજ ભક્તિ કરીએ, ક્યાથી જીવન પાતિક હરીયે,
જ્યા નથી હૃદયનાં દાન, તું ક્યા ગયો ભગવાન .૬
હૃદયમંદિરે અંધકાર પ્રસર્યો, તે અંધકારે ન પાર કોઇ ઉતર્યો
શ્યામ હૃદયમાં દેખાવ આલીશાન, તું ક્યાં ગયો ભગવાન...૭
તુજ નામથી પોષણ કરતા, દુકાનદારીના પાઠ ભજવતા;
ભક્તિ ઘટી ઘટ્યું બહુ માન, તું ક્યાં ગયો ભગવાન....૮
અજબ જ્યોતિ વીરલ નિહાળે, ભોગી નિરંતર તુજ ચરણુ પખાલે
આશિષ યાચું તુજ નામે થવા કુરબાન, તુ કયાં ગયો ભગવાન ૯

## દોહરો

ભક્તિ વિના મુક્તિ તણી, યુક્તિ કદી જડતી નથી,
મુક્તિ તણી યુક્તિ જુઓ, ભક્તિ વિના મળતી નથી.
સંસારમાં સંસ્કાર જ્યાં, સારા કદી પડતા નથી;
સંસાર કેરા આત્માઓ, સુખીયા કદી થાતા નથી.

## પદ ૮૦ મું

*

# આજે ભાષા બદલાઇ ગઇ.

આજે ભાષા ગઇ બદલાઈ (૨)
હિંદતણા બિરાદર પ્યારા, હવા પશ્ચિમની છવાઇ (હા હાં) ભાષા૦
પુજ્ય પિતાશ્રી પ્રેમે કહેતા, આજ્ઞા શિરોમાન્ય જ ધરતા
પણ પશ્ચિમ વાયુ વાયો જગમાહી, આજે ભાષા ગઈ બદલાઇ ૧
'ફાધર' 'ફાધર' આજે કહીએ પુજ્યભાવથી દૂરજ ખસીએ
હૃદયતણા પ્રફુલ્લ ભાવોની હવાજ ઉડી ગઇ, આજે ભાષા૦ ૨
પવિત્ર ભક્તિ માતૃ કેરી, જ્યા પ્રેમ ભાવની ભક્તિ ભરેલી
આજે 'મધર' બોલાઇ રહી, જુઓ ભાષા ગઈ બદલાઇ ૩
ભ્રાતૃ ભાવના અજબ અંકુર, ભાઈ કહેતાં ઉભરે-ઉર
'બ્રધર' શબ્દોમા ભાવના નષ્ટ થઇ, જુઓ ભાષા૦ ૪
બેનતણા એ ભાવ અનોપમ, હતો પ્રેમ જગમાં સર્વોત્તમ
આજે એ 'સીસ્ટર' મીસ્ટર સાથે ફરતી થઇ, જુઓ ભાષા૦ ૫
પવિત્ર ગૃહીણી નારી કહેતાં, હૃદયતણા શુભ ભાવ જ્યાં ભરતાં
'વાઇફ' કહીને આજે બોલાવે, લાઇફજ ડુબી રહી જુઓ ભાષા. ૬
આવા આવા અનેક ફેરફાર, આજે કરતા નરને નાર,
કહે ભોગી શું દુર્દશા આવી, જુઓ ભાષા ગઇ બદલાઇ. ૭

## પદ ૮૧ મું

*

## મસ્તી

ગઝલ

મસ્તી ચઢી મનની મહીં, ક્યાં મસ્તી જઈને હું કરૂં (૨)
દેદાર તપાસું જગ તણો, જ્યાં દેદાર કોઇ મળતો નથી
ઠરવા તણી આશામાં આજે, ક્યાં મસ્તી જઈને હું કરૂં ૧
મન પડયું જુદી હવામાં, સ્થિર શી રીતે બને
એ મનને મનાવવા, ક્યાં મસ્તી જઈને હું કરૂં ૨
જોઉં હૃદય મારૂં ખરે, જ્યાં આગના ભડકા બળે,
તે આગને બુઝાવવા, ક્યાં મસ્તી જઈને હું કરૂં ૩
જોયા તપાસી બહુ જણા, પણ ક્યાંઇ શાન્તિ મળતીનથી
પણ દીલભર–દિલ વિના, ક્યાં મસ્તી જઈને હું કરૂં ૪
મસ્તીતણા એ મસ્તભાવો, મસ્તી વિના મળતા નથી
કહે ભોગી એ મસ્તી મેળવવા, ક્યાં મસ્તી જઈને હું કરૂં ૫

---

## પદ ૮૨ મું.

હૃદય.

હૃદય તણા ભાવો. ન આજ મળતા કોઈ ઠામે ટેક
જીવન નૌકા તણી હસ્તી જઈને ક્યાંજ નીભાવવી.

જીવન કેરા સત્ય તત્ત્વો ન આજ મળતા કોઈ ઠામે. ૧
જગત આજે બન્યુ જુઠ્ઠુ બધાના સ્વાર્થી તત્વો
જીગરના ભાવના તત્વો ન આજ મળતા કોઇ ઠામે. ૨
વાતો કરે મોટી મળે નહી કાંઈ તેમાં સત્ય
કહો વાત કરવાના સ્થાન ન આજ મળતા કોઈ ઠામે ૩
નથી શીરીંદ કે ફરહાદ નથી એ ભાવના કયાંઈ.
બધાએ ડોળ ઉપરના, જીગરના ન આજ મળતા કોઇ ઠામે ૪
વધુ શું રહ્યુ હવે બાકી કહે ભોગી આ અવનીમા
બધાએ સ્વાર્થ પુજારી નિસ્વાર્થ ન આજ મળતા કોઇ ઠામે ૫

---

## પદ ૮૩ મું.

*

## સત્ય સંયમ

### ગઝલ

સત્ય સંયમ સાધવા, શૂરવીર બનો જગની માંહી ટેક
નીડરતા દિલમાં ધારી, વિચારો શુદ્ધ વિચારી.
અણમોલો ખ્યાલ એ લાવી, શૂરવીર બનો જગની માંહી, ૧
ભીરુતા દૂર સૌ કરજો, નાહીંમત ન કદી બનજો
સદા મસ્ત થઈ વિચરજો, શૂરવીર બનો જગની માંહી; ૨

મક્કમતા મન થકી કરવા, એકાગ્રતા જીવનમાં પ્રસરો;
સદા સદ્ગુણને સંચરી, શૂરવીર બનો જગની માંહી. ૩

કાયર તણી માયા, ન કરશો કોઈ આ જગમાં;
સદા સાધો જીવનતત્વો, શૂરવીર બનો જગની માંહી. ૪

વિચારો ભૂતકાળોની, સૌ એ વાતો શૂરવીરની;
કહે ભોગી આ અવનીમાં, શૂરવીર બનો જગની માંહી. ૫

---

## પદ ૮૪ મું.

*

## પૂર્વજ તણાં પર્વો

ગઝલ

પૂર્વજ તણા પર્વો, કહો ઉજવશો કયારે;
પૂર્વજના પુનીત પગલે, કહો સૌ ચાલશો કયારે. ૧

હતા જે પૂર્વજો સંયમી, અને શૂરવીર સૈનિકો;
કરતા દીનની સેવા, કહો તે શીખશો કયારે. ૨

ધરતા સ્વતંત્ર વિચારો, ન પરવા કોઈની કરતા;
એવા નીડર ભડવીરો, કહોને બનશો કયારે. ૩

સંગ્રામો ખેલતા રણમા, ન પરવા મોતની કરતા;
પર ઉપકારે અમર બનતા, એવા બનશો તમે કયારે. ૪

ઇજ્જત ધરતા સદા પોતે, પોતાના દેશની સાચી,
ઊભરતું આર્ય અભિમાન, એવું ઉભરાવશો ક્યારે ૫
સભારી પર્વ પૂર્વજના, આવે આજ આખમાં અશ્રુ,
કહે ભોગી એ પૂર્વજના, પર્વ દીપાવશો ક્યારે. ૬

---

## પદ ૮૫ મું.

*

## બની સૌ. પ્રેમમાં મસ્તાન.

ગઝલ

બની સૌ પ્રેમમાં મસ્તાન દીવાના સૌ બને આજે ટેક
જુઓ નહી સાર કે તત્વ તપાસે નહી જરી મહત્વ
ઉજવે પ્રેમનો ઓત્સવ. દીવાના સૌ બને આજે ૧
જગતની ચાર દિશામા રખડતા પ્રેમીયો મળતાં
બધા ઇશ્કના ભુખ્યા દીવાના સૌ બને આજે ૨
જુએ જ્યા દુધને ઉજળુ. નીકળે છાશનુ પાણી.
અંજાઇ ખોટા ભભકામાં. દીવાના સૌ બને આજે ૩
કસોટી પ્રેમની કપરી વીરલથી તે સમજાતી
હજારો પ્રેમ મસ્તીમા દીવાના સૌ બને આજે ૪
ભવિષ્ય ની બાંધણી જોવા. ન તસ્દી કોઇ આજે લે
હ્રદય શૂન્ય તણા પ્રેમે, દીવાના સૌ બને આજે ૫

અજબ છે પ્રેમની મસ્તી, સંયમ વીણ ન સમજાતી,
કહે ભોગી તજી સંયમને, દીવાના સૌ બને આજે. ૬

---

## પદ ૮૬ મું

❋

# શ્યામ સુંદર રઘુવીર

(ભેરવી)

શ્યામ સુંદર રઘુવીર મોરે (૨)
દશરથ નંદન; પર દુઃખ ભંજન,
કંચનમય શરીર, મોરે શ્યામ સુદર રઘુવીર ૧

પીત્રુ આજ્ઞા જેને શીર સાટે પાળી,
રાજ્ય વૈભવને જેણે દીધા ઉલાળી.
વેઠયાં દુઃખો ભડવીર. મોરે શ્યામ સુદર રઘુવીર ૨

વચન માટે રામ વન વન વિચરે,
જનક સુતા સીતા સ્વયંવરે
તોડયો ત્ર્યંબક તીર, મોરે શ્યામ સુદર રઘુવીર ૩

લંકારે ગઢનો રાવણ રાજા,
જેણે ત્યાગી ધર્મની માઝા.
જેના છેદયા દશ શીશ, મોરે શ્યામ સુદર રઘુવીર ૪

શારદા દેવી સહાય જ કરજો,
સદા આવી અંતર વસજો.
ભોગી નમાવત શીર, મોરે શ્યામ સુદરરઘુવીર ૫

---

પદ ૮૭ મું

*

## જગત તણા દિવાના

ગઝલ

જગત તણા દિવાના દિલભર મઝાઓ લુટે
ત્રૂટે જીવનની દોરી આશા છતાં ન છૂટે ૧

કમાયો લાખ ને ક્રોડો તોએ ન તૃષ્ણાં તારી
થાતી પુરી આ જગમાં આશા છતાં ન છૂટે ૨

જ્યારે જુવાની તારી ધમધમ ધ્રુજાવે ધરણી
અકડાઈ રહેતો અભિમાને આશા છતા ન છૂટે ૩

અતિ બન્યો જંજાળી ન ઈશ ને સંભાળી
બુદ્ધિ નહી વિચારી આશા છતાં ન છૂટે ૪

નવ યોવના એ નારી વળી તુ ઘણો વસ્તારી
તોએ ન તૃપ્તી તુજને આશા છતાં ન છૂટે ૫

દીધા ન દાન કોઈને ન રહેમ દીલ લાવી
ન દયા ધરી ભાઈ આશા છતા ન છૂટે ૬

આવ્યો બુઢ્ઢાપો જ્યારે અંગે શીથીલતા આવી
ગઈ લાકડી લેવાઈ આશા છતાં ન છૂટે ૭

સહસ્રો કર્યાં તે પાતિક એ સૌ ભોગવવાં પડશે
ન આશરો કોઈ આશા છતા ન છૂટે ૮

આવ્યો ફીરસ્તો મોતનો જ થઈ મુદત પુરી
આવ્યુ ન કઈ સાથે ત્યારેજ આશા છૂટે ૯

---

## પદ ૮૮ મું

*

## ધનવાનો

ગઝલ

ધનવાનો આ જગના વિચારી વિચારી ચાલો
સમયના સાધનો સાથે દુવા લેજો ગરીબોની ૧

હજારો પાપના પુંજે કરી મીલ્કત બધી ભેગી
કરી સદપયોગ તો તેનો દુવા લેજો ગરીબોની ૨

ગરીબોના ગળા કાપી ન દીલમા કઈ દયા સ્થાપી
રહ્યા આજે શ્રાપો આપી દુવા લેજો ગરીબોની ૩

તમારા મહેલને માળા અને વૈભવ તણા સાધન
સહુ એ લોહી ગરીબોના દુવા લેજો ગરીબોની ૪

તમારા શુભ કૃત્યોથી, અત્યારે શુભ સમજો છો,
રહે એ વૈભવ સો સ્થાઇ, દુવા લેજો ગરીબોની. ૫

દુઃખીના દર્દ ઓળખી લ્યો, રમાડી ગોદમા તો લ્યો,
નહિ ધિક્કારથી જુઓ, દુવા લેજો ગરીબોની. ૬

હજારો આત્માઓ આજ, ટળવળે ભૂખથી આજે,
કહે ભોગી થોડામાંથી થોડુ આપી, દુવા લેજો ગરીબોની ૭

---

## પદ ૮૯ મું

*

# ઉઘાડી આંખલડી કરજે

### ગઝલ

ઉઘાડી આંખલડી કરજે, જોજે કે કોણ ઉંઘે છે;
રાખી જેને બીક પ્રભુ ઘરની, એવાઓ કેટલા જાગે છે ૧

ઘણું ઊંઘ્યા ઘણું ખોયુ, નહિ પાછું વાળી જોયું;
હવે શું રહ્યું ખોવાનુ, એવાઓ કેટલા જાગે છે ૨

કરી આળસ અને પ્રમાદ, ગુમાવી જીંદગી આખી;
હજુ તો એ સમય જોવા, એવાઓ કેટલા જાગે છે ૩

વૈભવો ભોગવવા સારૂ, ન પરવા જીવનની કીધી,
હવે જીવન પાર કરવાને, એવાઓ કેટલા જાગે છે ૪

હવે જાગો હવે જાગો, તમારા સ્વાર્થને ત્યાગી,
જગાવવા ભાવના સાચી, એવાઓ કેટલા જાગે છે. ૫

કહે ભોગી સમય આવ્યો, હવે વિચારી વિચરો,
વિચારો શુદ્ધ કરવાને, એવાઓ કેટલા જાગે છે. ૬

---

## પદ ૯૦ મુ.

*

### દાનવીર જગડુશાહનુ આખ્યાન.

## સાચી માતા

### દોહરો

સાચી માતા સરસ્વતી, યાચી કરૂં અરદાસ;
સાહાય થજે નિત્ય તું મને, પૂરી કરજે આશ ૧

અવની તણી રખવાળ તું છે, આશરો તારો સદા,
ભૂલચૂક મારી સુધારજે, દેજે નીત્યે સંપદા. ૨

---

## પદ ૯૧ મું.

*

## આ અવનીમાં

### લાવણી

આ અવનીમાં કુદરત કેરી, કૃતિ તણો તો પાર નહિ.
અનેક જાતની અદ્ભુત માયા, જ્યા અજબજ્યોત ચમકી રહી. ૧

દેશ અનોપમ કચ્છ છે સુદર, જેની શોભા કેરો પાર નહિ,
ધર્મ તણી જ્યા અદ્ભુત શ્રદ્ધા, જ્યાં પાપતણુ તો નામ નહિ. ૨

એ કચ્છ તાબે નગર શોભે, નામ ભદ્રેશ્વર સુખકારી,
અનેક જાતની રચના સારી, જ્યાં દેવ સમા વસે નરનારી. ૩

મહા શૂરવીર ને વળી ભડવીર, શ્રેષ્ઠવર્યૈ એક સુખકારી,
નામ મનોહર સોલક જેનું, પત્ની લક્ષ્મી ભાગ્યશાળી. ૪

સંસાર કેરા વૈભવ ભોગવે, સુખ ભોગવે સંસારી;
પૂર્વ તણા સંયોગો જુઓ, ત્રણ પુત્રો થતા ત્યાં સુખકારી ૫

શુભ ચોઘડીએ જન્મ છે જેનો, મહા ભાગ્યશાળી શોભે,
નામ જુઓ જેનું જગડુ સુદર, વળી રાજપદમ ભ્રાતા ઓપે ૬

સંપ તણી જ્યાં વહેતી સરીતા, ભણે ત્રણ પુત્રો સાથે,
અનેક જાતની વિદ્યા મેળવી, અનુભવ લીધો નીજ હાથે. ૭

વાત કહું છું જગડુ કેરી, શ્રવણ કરો સૌ નર ને નાર;
કહે ભોગીલાલ જગડુ જેવા, હવે નહિ કોઇ થાનાર ૮

સોલક પિતા, લક્ષ્મીદેવી માતા, ત્રણ પુત્રો જગડુ, રાજ, પદમ. હવે વીસ વરસ પછી તેઓના પિતાશ્રી સોલકનું અચાનક મૃત્યુ થવાથી ત્રણે પુત્રોને ઘણો જ શોક થયો. આ વખતે જગડુની ઉંમર વીસ વરસની હતી. અને પોતે મહાહીંમતવાન શૂરવીર અને વેપારનો ખેલાડી હતો. તેથી ઘરનો તમામ કારભાર તેણે ઉપાડી લીધો.

---

## પદ ૯૨ મું

*

## ભાગ્યદશા બદલાય

ભાગ્યદશા બદલાય, ત્યારે સારૂં જગત્ બદલાય (૨)
મનુષ્ય ધાર્યું કામ ન આવે, ધાર્યું કુદરતનું થાય,
ઢાકયા કરમની ખબર ન કોને, શાને મન મુંઝાય. ત્યારે ૧

વીસ વરસની ઉમર જગડુની પૂજ્યપિતા ચાલ્યા જાય;
ત્રણ બંધવોની અણુમૂલ જોડી પિતાવિયોગે અશ્રુ વહાય ત્યારે-૨

હીંમત આપી સૌને જગડુએ, કરો ન ચીંતા લગાર;
શ્રદ્ધા રાખોને મનની સાથે, તો સહાય સદા કીરતાર ત્યારે-૩

ત્રણે ભ્રાતાઓ સંપ સંપીને, ચલાવે ખૂબ વહેપાર;
ઇજત આબરૂ અતિ વધારી,જેનો ચમકતો વહેવાર. ત્યારે-૪

વેપાર કરતા લક્ષ્મી મળતી, પણ જીવ ઘણો ઉદાર;
દાન જેવામા જેની જોડી મળે નહિ, ધન્ય જગડુ અવતાર ત્યારે-૫

---

## પદ ૯૩ મું

*

## જગડુ-જવાનું ધન દુનિયામાં

ગઝલ

મળ્યું જે ધન દુનિયામાં, નહિ કાયમ રહેવાનું એ;
નસીબ ફરતા બધું ફરતું, બધું છે પુણ્યને આધિન.
લેવાય તે લાભ લ્યો આજે, નહિ કાયમ રહેવાનું છે. ૧

હજારો લાખ કે ક્રોડો, બધી કુદરત તણી માયા,
દઇ દો દાન ગરીબોને, ભલુ તેમાં થવાનુ છે ૨

હજારો દીન—દુઃખી પર, સદા દયા નજર રાખો,
દયામય જીવનથી ભાઇ, ભલું તેમા થવાનું છે ૩

ઝપાટો કાળનો આવે, નહિ બચતું તેનાથી કોઈ,
સમજ મન માનવી મનથી, નહિ કાયમ રહેવાનું એ ૪

દુવા લેજો દુઃખીઓની, ઉતારે પાર નૈયાને,
સેવા અને ભક્તિ, સદા સાથે રહેવાની છે. ૫

કહે ભોગી ધન્ય જગડુને, જનેતા કૂખ અજવાળી,
અનુપમ દિલના ભાવો, ભલુ તેમા થવાનું છે. ૬

---

## પદ ૯૪ મું.

*

## જગડુ દેતો દાન

જગડુ દેતો દાન. કરતો દીન તણુ કલ્યાણુ,
અરે હા જગડુ દેતો દાન.

નીજ દ્વારે જે કોઈ આવે, ખાલી હાથે પાછો ન જાવે.
દેતો ભૂખ્યાને ધાન, કરતો દીન તણું કલ્યાણુ. ૧

લક્ષ્મી તણી પરવા ન કરતો, જેમ આવે તેમ વાપરતો,
ભૂલી સઘળું ભાન, કરતો દીનતણુ કલ્યાણુ, ૨

રાજા કરણ સમ દાનજ દેતો, પાછું વાળીકદી ન જોતો;
રાખી શ્રદ્ધા ઇશ્વર ધ્યાન, કરતો દીન તણું કલ્યાણ, ૩

દાન દેતાં દેતાં જ્યારે, લક્ષ્મી ઘટતી ગઈ જે વારે,
થઇ ચીંતા કયાંથી દઈશ દાન, કરતો દીન તણું કલ્યાણ. ૪

દાન તણી અદ્ભુત છે માયા, જ્યાં સહાય છે સદા જગરાયા
ભાગ્યશાળીને પગલે નિધાન, કરતો દીન તણું કલ્યાણ. ૫

ભાગ્ય તણું પાંદડુ બદલાતું. બકરા કેરૂ ટોળું દેખાતું;
એક બકરા પર પોચ્યુ ધ્યાન, કરતો દીન તણું કલ્યાણ. ૬

બકરાની કોટે મણી જોયો, જુજ કિંમતમાં લઇ ઘર આવ્યો
ફાંધો કર્મે જુઓ ભાગ્યવાન, કરતો દીન તણું કલ્યાણ. ૭

---

## પદ ૯૫ મું.

*

### દોહરો

પારસમણી આવી હાથમાં લક્ષ્મી તણી ખામી નહિ
જેમ જેમ વાપરે પ્રેમથી તેમ તેમ વધતી તો રહી. ૧

ધન તણા પ્ર તા પ થી ખીલવ્યો ખૂબ વહેપાર.
દેશ દેશાવર ને વળી વ હે પા ર દરીયા પાર. ૨

ભાગ્યશાળીના ભા ગ્ય થી વધતું જાતું ભા ગ્ય
મહા દાનેશ્વરી જ ગ ડુ આ પુણ્ય તણો પ્રભાવ. ૩

# રા. રા. શેઠ મોતીલાલ કરશનદાસ.

## બુલાખી મીલ્સવાળા.

## પેટલાદ.



જેઓશ્રી મને પોતાના કુટુંબી તરીકે ગણે છે અને અવારનવાર મારા દરેક કાર્યમાં ઘણીજ હીંમત આપી ઉત્સાહ બતાવે છે અને તેઓશ્રીના બન્ને સુપુત્રો રા રા હીરાલાલભાઈ તથા રા રા હરીલાલભાઇ બને ભાઇઓ પણ મારા કાર્યમા ભાગ લે છે અને ખાસ મારા મીત્રો છે અને મારા આ પુસ્તકમા પણ મારી મદદ આપી આભારી કર્યો છે તેથી તેઓશ્રીનો રૂણી છું

લી ભોગીલાલ કવી

મળીયો સુનીમ સત્યવાદી જો નામ જયન્તસીહ ધાર
શેઠ ઈજતને વધારતો વધારી વહેપાર ૪

એવામાં ત્યાં શું બને ભાગ્ય કરે શુ કામ
દેશ ઈરાનજ શોભતો બંદર હેર્મઝ નામ ૫

પત્થર નીકળ્યો એક ત્યાં સૌ જોતાં અચરજ થાય
તે પત્થર લેવા વિષે કીંમત ત્યા બોલાય. ૬

---

## પદ ૯૬ મું.

※

## ત્યાં બોલે મુસલમાન.

ત્યાં બોલે મુસલમાન એ તો પત્થર છે મ્હારો
જગડુનો ત્યા મુનીમ બોલે એ પત્થર છે મ્હારો.
હુંસા તુંસીની વાત જવાદે કીંમત તેની બોલીને લે
ભાગ્ય હશે તેને તે મળશે ખાલી ઝઘડો જાવા દો.
ત્યાં બોલે મુ ૧

કહે મુસલમાન હજાર દેનાર કહે જયન્તી બે હજાર
ત્યા વેપારી ચાર હજારમા કહેજયન્તી એકજલાખ ત્યાં. ૨

કહે મુસલમાન બેલાખ આપું કહે જયંતી હું ત્રણલાખ
આખર ઠડો પડયો વેપારીઆપ્યા પથ્થરનાચાર લાખ ત્યાં ૩

પથ્થર લઇને વહાણમાં નાંખી. લાવ્યો ભદ્રેશ્વર મોઝાર.
કોઈ આવી-જગડુ ને કહેતો કરે જયંતી અવળો વેપાર ત્યાં ૪

કહે જગડુ ભલે એ આવ્યો ઇજ્જત વધારી પારાવાર
આપીશ ઈનામ જયન્ત મુનીમને શાહબાશીદઇનેસુખકારત્યાં-૫

શેઠ મળો તો આવા મળજો કરતા નોકરની પર :પ્યાર
ધન્ય ધન્ય જગડુ છે તુજને તું મહા કરણ અવતાર ત્યાં-૬

ધામધુમથી કર્યું સામૈયુ લાવ્યા પથ્થરને નિજ દ્વાર
ઈજ્જત સાચવવા મેં કીધું કહો તે શીક્ષા સહેવા તૈયાર ત્યાં-૭

દઈ શાહબાશી જગડુએ ત્યાં આપ્યો અનોપમ ખૂબ સરપાવ.
કહે ભોગીલાલ જગડુ જેવો થયો ન કોઇ દીલ દરીયાવ. ત્યાં-૮

---

## પદ ૯૭ મું.

*

## પથ્થર આંગણ

(રાગ આશાગોડી)

પથ્થર આંગણ પાસે પડેલો ત્યાંતો ભીક્ષુક જોશી આવેલો
જોતાં પથ્થર દીલ ચમકેલો દેખી પથ્થર થયો મન ઘેલો

જોઈ જત પથ્થરની ચમકે છે જોશી જગડુને કંઇ સુચવે છે
નથી પથ્થર પણ રત્ન ભરેલો ત્યા તો ભીક્ષુક જોશી આવેલો ૧

માટે ફોડી પથ્થર ધન ભેગુ કરજે ગરીબ દુખીની સેવા ધરજે
તારો ભાગ્ય સીતારો ઉગેલો ત્યા તો ભીક્ષુક જોશી આવેલો ૨

કીધા પ્રમાણે જગડુ કરતો પથ્થર ફોડી રત્ન મેળવતો
મળ્યો અવસર જુઓ અણમોલો ત્યા તો ભીક્ષુક જોશી આવેલો ૩

—o—

## પદ ૯૮ મું.

*

## રીદ્ધી સીદ્ધી ખુબ થઈ

રીદ્ધી સીદ્ધી ખૂબ થઈ પલકમા દશા જુઓ પલટાઇ
અનેક જાતનો વૈભવ ભોગવે આનંદ ચીત્ત ઉલસાઈ
ભાગ્યદશા એક દેતી ખામી પુત્ર બદલે પુત્રી થઇ. પલ૦-૧

પાળી પોષી તેને મોટી કીધી દીધી વીદ્યા સવાઈ
ઘડયું ચારીત્ર ઉંચ મજાનુ લગ્ન વીધી પૂરી થઇ. પલ૦-૨

દધિ સુતા જેને જુઓ વરેલી જગડુ હર્ષે ચીત્તલાઇ
નીજ પુત્રીને આવ્યો રંડાપો જુઓ કર્મ તણી કઠણાઇ પલ૦-૩

પુત્રી પર જ્યાં આફ્ત આવે ગયા વિચારો બદલાઈ
દુખદ સ્થીતી દુર કરીને કરે ધર્મ કાર્ય સુખદાઈ પલ૦-૪

તોએ આફત પર આફત આવે આવી ભદ્રેશ્વર પર તવાઇ
પાર દેશનો રાજા પીઠદેવ કીધી મોટી ચઢાઇ પલ૦-૫

નગર ભાગ્યુ લુટ ચલાવી દયા ધરી નહી કાંઇ
જગડુંએ કીલ્લો ફરી બંધાવે લાવી હીંમત દીલનીમાંહી પલ૦૬

કહે ભોગીલાલ ધન્ય ઓ જગડુ મર્દાનગી બતલાઈ
જૈન કોમનુ બિરદ દીપાવ્યું શાશન દેવી હરખાઇ પલ૦-૭

---

## પદ ૯૯ મું.

*

## બંધાવે કીલ્લો

### ગઝલ

બંધાવે કીલ્લો જગડુશા ન પરવા કોઇની કરતો
મનોબળ છે જેનુ મજબુત જરી ચીંતા નહી ધરતો ૧

બંધાવુ છું કીલ્લો રાજા હું મારા બાહુ બળથી જો
જીગર હોય તો જીગર બતલાવો ન પરવા કોઇની કરતો ૨

હજારો આફતો આવે છતાં નહી જગડું ડરશે
ધારેલો કીલ્લો બંધાવીશ ન પરવા કોઇની કરતો ૩

ગણે નહીં લક્ષ્મી તણુ લેખુ દીલાવર દીલનો એ બહાદુર
દુશમનને ત્રાસ પોકરાવે ન પરવા કોઈની કરતો ૪

દોહરો

ચણાવે ત્યાં કીલ્લો સમાચાર રાજવી કહાવે
ઊગે જો શીંગ (ખર)ને તો જરૂર તું કીલ્લો બંધાવે ૧

કહે જગડુ એ પીઠદેવને જરૂર હું કીલ્લો બંધાવીશ
તમારા બોલ પર રાજા શીંગ (ખર)ને જ બતલાવીશ ૨

કીધી દીવાલ કીલ્લાની ગધેડો તેમા કોતરાવ્યો
બનાવ્યા શીંગ સોનાના જોવા રાજાને બોલાવ્યો ૩

બંધાયું વેર મોટાથી ચેતીને ચાલવું સારૂ
આવ્યો ગુજરાતમાં જગડું નસીબ જુઓ પડયુ ન્યારૂ ૪

મળે જયા રાજવી વીશલ હકીકત સૌ સમજાવી
લઈ લશ્કરને ચાલ્યો દીધુ પીઠદેવને બતલાવી ૫

બની ગંભીર અને શાણો બતાવ્યુ નૂર દુનીયામાં
ઉગાડયા શીંગ (ખરને જો) અમર આજે એ દુનીયામા ૬

---

## પદ ૧૦૦ મું

*

# અપાર ધનનો માલીક

### લાવણી

અપાર ધનનો માલીક અભીમાન તો બીલકુલનહિ
ધર્મતણી શ્રદ્ધા છે એવી, જેની જોડી મળશે નહિ. ૧

ગુરૂ ભક્તિમા રહી તલ્લીન, સેવા જીણેશ્વરની કરતો
ભાગ્યશાળી એ ભડવીરજગડુ, સદા ગભીર સ્વમ ધરતો ૨

ધર્મ કાર્યમા મશગુલ રહીને, નિજ જીવન પાવન કરે
દુઃખી જનોની સેવા માટે, પ્રાણ પોતાનો સત્વર ધરે. ૩

કુખ જનેતાની દીપાવી, સંત સમાગમ ખુબ કરે
ભક્તિમા એ મશગુલ રહીને, સંત વાણીનુ પાન કરે. ૪

એવામા એક આવ્યા ગુરૂ, કંચન કામની ત્યાગ સહી
દુનયા તણા વૈભવની જેને, કીંચીત પણ પરવાજ નહી. ૫

સુણી સમાચાર આવ્યો જગડુ ગુરૂને વદન કરે
વાણી જેની અમૃત ધારા, જગડુ સુણી મનન કરે. ૬

ત્યા ગુરૂજી જગડુને તો, ભવિષ્યતણી-કહે વાત સહી
ત્રણ વરસ દુષ્કાળ જ પડશે, સેવાને તું ચુકતો નહિ. ૭

લક્ષ્મી તો એ એવી માયા, કાયમ કોઇની કદી ન રહી
હોય દીલાવર દીલ જો જગડુ, આવ્યો અવસર ચુકતોનહિ. ૮

ગુરૂ વચન પર શ્રદ્ધા રાખી, દેશ દેશાવર લખી દીધું.
ગરીબ ને દુખિયા માટે, અનાજ પુષ્કળ ભરી લીધુ ૯

અનાજના કોઠાર પર લખતો, નીર્ધનના માટે આ છે
હૃદયતણી વિશાળતા જુઓ. જગડુને મન રમત છે ૧૦



સંવત ૧૩૧૧ ની સાલમા આચાર્યદેવ પદ્મ સૂરિશ્વરશ્રીના ઉપદેશથી આવતી ભયંકર આફત વખતે જગડુ શાહે આખા દેશની સેવા કરવાનો નિશ્ચય કર્યો, જગડુ શાહ એક સાહસીક ઉદ્યોગીક અને સેવાભાવિ મહાપુરૂષ તરીકે પકાતો

## પદ ૧૦૧ મું.

*

જગડુ (ધન્ય ભાગ્ય)

ધન્ય ભાગ્ય ગુરુદેવ મહારા
કીધા પાવન ધામ હમારાં

અમૃતવાણી આપની સુંદર
ઉઘડયા લોચન પ્યારા કીધા૦ ૧

મનુષ્ય જન્મની ફરજ બતાવી
કેમ ભુલાય ઉપકારા ? કીધા૦ ૨

પ્રતિજ્ઞા ગુરૂ પ્રેમે કરૂ છું,
સેવા કરીશ સુખકારા. કીધા૦ ૩

મેરૂ ચળે પણ જગડુ ન ચળશે,
એહ વચન બોલુ કીરતારા. કીધા૦ ૪

આપ આજ્ઞા શીર પર ચઢાવુ
વાણી સુણી અમૃતધારા કીધા૦ ૫

આ પ્રમાણે ગુરૂદેવ સમક્ષ પ્રતિજ્ઞા કરી, અવતા દરેક દુષ્કાળ માં ગરીબોને દરેક બાબત સહાય આપવા કટીબદ્ધ થયો અને લાખોમણ અનાજની ખરીદી કરી.

## સવત ૧૩૧૩-૧૪-૧૫ ત્રણ વર્ષના દુષ્કાળ વખતે લોકોની પરિસ્થિતિ.

### દોહરો

ભાવી તો પ્રતિકુળ થતા પડતો ત્યા દુષ્કાળ,
ત્રણ ત્રણ વર્ષોની મહીં દેશ થયો પાયમાલ.

## પદ ૧૦૨ મુ.

*

## બચાવો કોઈ

### ગઝલ

બચાવો કોઇ બચાવો કોઈ, અમારા પ્રાણ તરફડતાં,
ગોઝારી સાલ તેરસોની, ભુખ્યા કંઈક આત્મા ટળવળતા ૧

નથી એ દુ:ખ જોવાતું, મળે નહીં પાણી પીવાને,
છીપાવો કોઈ તરસ આજે, અમારા પ્રાણ તરફડતા. ૨

ગયા કયા રાજા મહારાજા, પ્રજાના ખેરમા થઇને,
ગરીબોની જુઓ સ્થિતિ અમારા પ્રાણ તરફડતા ૩

નથી આજે દયા કોઇને મનુષ્ય મનુષ્યને ખાએ
પૂરવા કયા પેટના ખાડા અમારા પ્રાણ તરફડતા ૪

જગત તારણ ઓ ભગવાન બગાડયુ શુ ગરીબોએ
ગુજારો કયાં જઈ કરીએ અમારા પ્રાણ તરફડતા ૫

હવે તો હદ થઈ છે બાએ-માતા-ઘોષ બેટાનું
છતા છે-પેટ કુપ ખાલી અમારા પ્રાણ તરફડતા ૬

બીચારા મુગા પ્રાણીઓ મળે નહિ ઘાસ કે પાણી
વગર મોતે જુઓ મરતાં જુઓ તેના પ્રાણ તરફડતાં ૭

હજારો હાથ વાળાની ગઈ ઉદારતા નાશી
કયા આ પાપની શિક્ષા અમારા પ્રાણ તરફડતાં ૮
અરે ઓ દીનતણા બેલી દયા કયાં વીસારી તેં
નથી કોઈ માઇ જાયો આજ બચાવે પ્રાણ તરફડતાં ૯

કહે ભોગી ન ગભરાશો શ્રદ્ધા રાખો ભગવાન પર
મોકલશે કોઇ માઈનો લાલ બચાવે પ્રાણ તરફડતાં ૧૦

---

## પદ ૧૦૩ મું

*

## જગડુના નોકરો

### લાવણી

### હાહાકાર

હાહાકાર થયો છે દેશમાં આજે ગરીબ બીચારા ભુખે મરે
દયા કરી શેઠ બચાવો ગરીબને દીન વાણી અરજ કરે ૧

આવો અવસર નહી ફરી ફરી મળશે
જેમાં હજારોની આશિષ મળે
મનુષ્યનો બદલો મનુષ્ય ન આપે
પણ દેવ તરફથી જરૂર વળે ૨

ધન્ય ભાગ્ય હમારા શેઠજી પરદુઃખ ભજન આવી મલ્યો
દેશ તણી સેવા નિમીત્તે દાનવીર નર ભેટી પડયો ૩

માટે અરજ સુણો શેઠજી આજે ગરીરબની દુવા ધ્યાન ધરો
સેવા જેવું મહાન કાર્ય ઉપાડીને યશ ભરો ૪

આ પમાણે નોકરોની સુચના સાભળી જગડુ શાહ પોતે તેજ વખતે દરેક ગામો ગામ પોતાની ચાલતી દુકાને હુકમ લખી મોકલે છે અને જે અનાજ છે તે અનાજ જેટલા ગરી હેય તેને આપવુ શરૂ કરો.

---

## પદ ૧૦૪ મું.

*

## લોકોની કારમી ચીસો

ગઝલ

અરે ભગવાન કયા પાપે અમારી આ દશા કીધી
નથી ખાવા અને પીવા દયા નહી દીલમાં કીધી ૧

હમારા બાળ બચ્ચાઓ બિચારા ભુખથી દુઃખી
બચાવો કોઈ બચાવો કોઇ દઈ અન્ન ને કરો સુખી ૨

ગરીબોનુ નથી બેલી અરે અરે આ વિશ્વ અટવીમાં
તવગરો દયા લાવો દીપાવો નામ અવનીમા ૩

પ્રભુ રૂઠયો જગત રૂઠયું કહ્યું એ દોષ કયાં કહીએ
અમારી દુઃખી જીવનનો અંત શી રીતથી કરીએ ૩

---

## પદ ૧૦૫ મું

❋

જગડુ— ### ગભરાશો નહીં

લાવણી

ગભરાશો નહી દેશના બન્ધુ સેવા તમારી હું જ કરૂં
આપ્યું પ્રભુએ મુજને જેથી જીંવ્યું મારું સફળ કરું ૧

મારી મીલ્કત જે છે તે સહુ દેશ સમક્ષ ચરણે ધરું
પ્રભુ કૃપા સદા કાયમ રહે તો ગરીબ સેવા ખૂબ કરું ૨

જેના ભાગ્યનુ જે હશે તે લઇ મને મુકત કરશે,
જગડુના કંઇ અહો ભાગ્ય કે લાભ સેવાનો કંઇ મળશે ૩

ગુરૂ વચન પર શ્રદ્ધા ધરીને લક્ષ્મી અપરંપાર ખર્ચે.
વચન કેહેલું દીલથી જેણે ગુરૂ વચન હૃદયે શોચે ૪



## પદ ૧૦૬ મું.

*

## લોકોનો આંતરીક અવાજ

( દેવસમો છે )

દેવ સમો છે જગડુ રે જેણે સેવા દેશની કરી
જનુની કુખે રે જાણે જનમ્યા શ્રી હરી રે જી.
ભયંકર દેશમાં પડીયો દુકાળ (૨)
માયાની એ મમતા રે ત્યાગી જેને દીલથી હો જી દેવ ૧

સાખી

દેવ સમો એ આત્મા જાણે પ્રભુ અવતાર
ગરીબ કેરો રાજવી ધન્ય જગડુ સુખકાર.
દાન જેને દીધા રે (૨)
નામ જેણે કીધું અવની મહીં રે જી. દેવ ૨

સાખી

જગડુ જગડુ સૌ કહે વંદન કરે નરનાર
દાતારી એ આત્મા જેને માન નહી લગાર
ગરીબોનો બેલી રે (૨)
એના જેવો કોઇ નહી થશે રે હો જી. દેવ ૩

ધન્ય ધન્ય વિધાતાનું ધન્ય મ્હારો અવતાર
પામી ભરથાર પ્રેમથી જે જગતનો પાલણહાર ૩
મનુષ્ય તણી સેવા, કરી કર્યો સફળ પ્રયાસ
લક્ષ્મીનો સદ્દપયોગ થયો એ મહાભાગ્ય કીરતાર. ૪

---

## પદ ૧૦૭ મું
## ત્રણ ભાઈ ત્રણ સતીઓ.

*

જગડુ રાજ પદમ

યશોમતી જગડુની સ્ત્રી, રાજલદે રાજની સ્ત્રી, પદમા પદમની સ્ત્રી.

### પ્રભુ સ્તુતી

પ્રભુ તું અવિનાશી ટાળી ઉદાસી પાવન કર્યા ભગવાન.
પુણ્ય તણા યોગે અપ્યેં અમને સેવા કેરો લાભ.
એ લાભ આપીને ધન્ય અમને કીધા પ્રભુ તેં કૃતાર્થ રે
રહ્યા મન ઉલ્લાસી તુજ ભક્તિના પ્યાસી પાવન કર્યા ભગવાન ૧
કોના ભાગ્યનું કોણ વાપરે એ જાણે જ્ઞાની જન.
કાલની ખબર કોને પડે નહિ, શાને કરે અભિમાન
પ્રભુ ખુબી છે ન્યારી ભક્તિ તારી કરીયે દીલ શુદ્ધ ધ્યાન ૨
પુજ્ય પિતાશ્રીના પગલે ચાલી, ઇચ્છીએ સેવા નિષ્કામ
શક્તિ તું દેજે દીન સેવાની પામવા અમર ધામ
સદા રાખ જ્યોત પ્રકાશી એ અવિનાશી. ધરીયે તારૂં ધ્યાન ૩

# પરમસ્નેહી ભાઈ શ્રી દુલ્હેરાય પંડયા.

હાલ મુંબાઈ.



જેઓશ્રી મારા મિત્ર છે, અને જાપાન વિગેરે ઘણા પ્રદેશોની મુસાફરી કરી એક બાહોશ હુન્નરી તરીકે પ્રખ્યાત છે, તેઓશ્રી હાલમા નેશનલ ગ્રામોફોન કંપની લી ના એક એજન્ટ છે મિત્ર તરીકે તેઓશ્રી પ્રત્યે બહુમાન હોવાથી આ પુસ્તક સંપૂર્ણ કરતા યાદ કરી મીત્રધર્મની ફરજ અદા કરૂ છુ

લી. ભોગીલાલ કવી.

## પદ ૧૦૯ મું

*

### જગડુએ

( બેડા ભાઇ બુડતા )

જગડુએ દેશજ તાર્યો રે કીધો જેણે ધન્યજન્મારો રે
કંથકોટથી શેઠ વરણાગ આવ્યા ભદ્રેશ્વર ગામ
સ્થિતિ સાધારણ હતી જેની જુઓ ભાગ્ય તણા નિશાન
જુઓ કેવો પુણ્ય સીતારોરે કીધો જેણે ધન્ય જન્મારો રે ૧

શેઠ વરણાગે નિતિમય તો ચાલુ કર્યો વહેપાર
ભાગ્યશાળીનો જન્મ થયો છે નામ સોલક કુમાર
શોભે જાણે તેજસ્વી તારો રે. કીધો૦ ૨

સોલક ઉમર લાયક થાતાં ખુબ વધાર્યો વહેપાર
ઇજત આબરૂ એવી મેળવી લગ્ન થયાં સુખકાર
નામ લક્ષ્મીદેવી ઉચ્ચારો રે.. કીધો૦ ૩

સુખ અનોપમ ભોગવે પ્રેમે ત્રણ થયા કુમાર
જગડુ, પદમ, રાજની શોભે જોડી મહા સુખકાર
દીધા જેણે શુભ સંસ્કારો રે, કીધો૦ ૪

જગડુની પત્ની દેવી યશોમતિ, પદમા પદમની ગુણવાન
રાજની રાજલદે સતી શોભે મહા ચારિત્રવાન
દેવા દાનમા શૂરો રે. કીધો૦ ૫

અનેક દાન દઈ જગડુએ કીધી સેવા સુખકાર
મુસલમાનોની મસ્જીદ બધાવી ભેદ ગણ્યો ન લગાર
મહા શૂરવીર ને શાણો રે કીધો૦ ૬

નીરાભિમાનથી દાનજ દેતો ધર્મ શ્રદ્ધા ચીત્ત સાથ
અહંમપણુ જેણે દીલથી ત્યાગ્યુ દુર કર્યાં જેને પાપ
દીનોનો એ બંદો પ્યારોરે કીધો૦ ૭

નીજ માતાની કુખ દીપાવી દઈ જગતને દાન
જગત પાલણુહાર તું બનીયો શું ભાવિ નિર્માણ
જેણે આખા દેશને તાર્યોરે કીધો૦ ૮

કહે ભોગીલાલ ધન્ય ઓ જગડુ ધન્ય તારા સંસ્કાર
શાશન કેરૂ બીરદ દીપાવ્યું મહા ધર્મ અવતાર
કર્યા કાર્ય પર ઉપકારોરે કીધો૦ ૯

# પદ ૧૧૦ મું.

*

## જુઓ મહાભાગ્યવાન.

જુઓ મહાભાગ્યવાન જેણે કીધાં આત્મકલ્યાણ
ત્રણ વખત જેણે સંઘજ કાઢ્યા મહાશેત્રુંજયના ધાર
અણગણ લક્ષ્મી જેણે ખર્ચી કહેતાં ન આવે પાર. જેણે ૧

જૈન તણા જે દેવમંદીરો, બંધાવ્યા એકસો આઠ
ભદ્રેશ્વરનું મંદીર બનાવ્યું દુર કર્યાં સૌ પાપ. જેણે ૨

કુવા નવાણો અતિ કરાવ્યા વાપર્યાં બહુ દામ
મુસ્લીમ વેપારી આવતા ઝાઝા સુણી જગડુ નુ નામ જેણે ૩

ને મુસ્લીમોને બંદગી કરવા ધરવા ખુદાનું ધ્યાન
અનોપમ સુંદર એવી બંધાવી મસ્જીદ આલીશાન જેણે ૪

શુભ કાર્યો કીધાં અવનીમાં કહેતા ન આવે પાર
કહે ભોગીલાલ ધન્ય ધન્ય જગડુ જયાં વસે કુબેર ભંડાર જેણે ૫

## પદ ૧૧૧ મું

*

### હે. વ....ટ

### લલીત

અરર કાળ એ આમ શું કર્યું,
સમસ્ત દેશનું નૂર કા હ યું.

નહી દયા ધરી જગડુ ઉ પ રે,
અરર કાળ એ તું કયા આવી પડે.

જગડુ જેવો તો કોઇ નહી થશે,
તારા જેવો તો દુષ્ટ કોઈ નહી હશે

દયા ધરી નહીં કાળ તે જરી
જગડુને જ તું કયા ગયો હરી.

રાજ પદમ તો રૂદન બહુ કરે
વિયોગ દુખમા અશ્રુઓ ઝરે.

ગરીબની દ યા કોણ ધા ર શે
ભુખ્યાની ભુખ તો કોણ ભા ગ શે

હૃદય તો રડે કયાં જઈ કહુ
હૃદય ભાર તો કયાં જઇ વહુ

જગડુ જગડુ તો નામ સાભરે
સમસ્ત દેશ જન અશ્રુઓ ઝરે

જગત નાથ ઓ શાતિ સ્થાપજો
જગડુની સેવાને સ્થાન આપજો

---

## પદ ૧૧૨ મું.

*

### દોહો

જગડુ સ્વર્ગે સીધાવતા થયો દેશ શુન્યકાર
દાતારી આ જગમાંહી થયો નહીં થાનાર ૧

નામ અમર જેણે કર્યાં દીલ ધરી ઉદાર
અબજો વાપર્યાં પ્રેમથી દુખ ધરે ન લગાર. ૨

જેમ જેમ વાપરે દીલથી તેમ તેમ વધતા અપાર
લક્ષ્મી તણી કૃપા અતિ પગલે પગલે નિધાન ૩

જગડુ જેવા જગતમાં થશે નહી કોઈ કાળ
જગડુના ચર્ણો ચુમી પાવન થાય ભોગીલાલ ૪

જગડુનુ આખ્યાન સમાપ્ત.

શ્રી મણિભદ્રાય નમ:

## પદ ૧૧૩ મું.

*

## ( પૂજ્ય પિતાશ્રીની પ્રસાદી )

### ભાઈ ભોગીલાલની ૪૫ મી જયંતીના મહોત્સવ પ્રસંગનું

## આર્શિવચન.

સોરઠો.

ઉર્મિના આવેશ હૃદય પ્રફુલિત થાય છે
યાચું છુ હંમેશ વાત્સલ્યતા ઉભરાય છે
કવિતા કરતા સાહ્ય માગું શ્રીમણિભદ્રજી
રેલાવો શબ્દની રેલ ઇષ્ટ દેવ આરાધુ છુ

હરિગીત છંદ

રહેજો સદા આનદમાં આનંદ ઉર વધારજો
તન મન તણી રહે કુશળતા સુકિર્તિને વીસ્તારજો
પરમેશનો હમેશ વરસે કૃપા વૃષ્ટી દયાળની
જગનાથ હાથ ગૃહો વધે ઉન્નતી ભોગીલાલની ૧

લક્ષ્મી અને કિર્તી વધો પરિવાર પુત્રનો વાધજો
સત્કાર્યમા અગ્રે રહીને બોધ બીજને સ્થાપજો

પરિતાપ ને સતાપની થજો નષ્ટતા અરિ દાવની
જગનાથ હાથ ગૃહો વધે ઉન્નતી ભોગીલાલની ૨

પીસ્તાલી વર્ષ પ્રવેશમા ગતવાસના વખણાય છે
નુતન વર્ષ પ્રયાણનો આજ અગ્ર દિન લેખાય છે
વિદેશ ને સ્વદેશમા બક્ષીસ મળો યશમાળની
જગનાથ હાથ ગ્રહો વધે ઉન્નતિ ભોગીલાલની ૩

પરભુમિમા જનહીતના શુભ કાર્યોને સુધારજો
ફળિભુત થજો સન્મીત્રોના સહવાવાસને વધારજો
વેપારના વિસ્તારમા પ્રખ્યાતી હોજો માલની
જગનાથ હાથ ગ્રહો વધે ઉન્નતી ભોગીલાલની ૪

અન ઇચ્છી સંપદ લાધજો નિજ ભુવનમા સપ સ્થાપજો
લઘુ ભ્રાત પ્રત્યે પ્રેમનો સિદ્ધ મત્ર ઉરે રાખજો
કુટુબ રૂપ સૃષ્ટિ પરે રહે અમી દૃષ્ટિ પ્રેમ વિશાળની
જગનાથ હાથ ગ્રહો વધે ઉંન્નતી ભો ગી લા લ ની ૫

વાસના નિજ ભા વ ની જેમ પરિમલો સુવાસની
વ્યાપી રહે આ વર્ષમા દિનનીશા જાય ઉલ્લાસની
કવિત્વ શકિતની કલ્પના વાધી વહે ંર સ રે લ ની
જગનાથ હાથ ગ્રહો વધે ઉન્નતિ ભો ગી લા લ ની ૬

પ્રણમી પ્રભુને પ્રાર્થુ છુ સુખી રહો તમે દપતી
વીર પ્રસાદનો ઉદય ઇચ્છો વૃદ્ધિ ચાહુ સુખ સંપત્તી

આશીષ અંતર ઉર્મિની છે તાતના ઉર વ્હાલની
જગનાથ હાથ ગ્રહો વધે ઉન્નતિ ભોગીલાલની ૭

સોરઠો

ફળજો આશીરવાદ નવા વર્ષ પ્રવેશમાં
રહીને અમદાવાદ મીષ્ટપ્રસાદી અર્પું છું

શીખરણી છંદ

ટળો આધિ વ્યાધિ તનમન ઉપાધી દૂર થજો,
સદા રંગે ચંગે જગતપતિને નિત્ય ભજો,
સમાજે ને ગ્રામે નિજ ગુણનું કિર્તન થજો,
વદે રત્નં હર્ષે જય જય પુષ્પાંજલી હજો

ઘણું જીવો. પ્રજાના રક્ષક ઘણું જીવો

ઓમકારાય નમઃ

નેક નામદાર પઢીયાર ક્ષત્રીય કુળ શિરોમણી ૧૦૮ શ્રી ગૌ.
બ્રાહ્મણ પ્રતિપાળ રાણા શ્રી હીંમતસિંહજી સાહેબના
રાજ્યારોહણ પ્રસંગે
( ઉમેટા સ્ટેટ ) રેવાકાંઠા

## પદ ૧૧૪ મું

*

## હૃદયોદ્‍ગાર

સંવત ૧૯૯૨ અ. ભાદરવા વદ ૯ બુધવાર તા. ૯ સપ્ટેમ્બર ૧૯૩૬

( રાગ : આશાની લય )

સ્નેહભર્યાં સન્માન, સ્વીકારો સ્નેહભર્યાં સન્માન એ ટેક
અધિક ભાદ્રપદ કૃષ્ણપક્ષે શોભે નોમ મીતી બુધવાર,
સંસ્થાન ઉમેટાના શુભ ભાગ્યે રાજ્યારોહણ સુખકાર. સ્વી. ૧

ક્ષત્રિય વંશના કુળ શિરોમણી મહાકરણ અવતાર
પ્રજા તણા પ્રિય પ્રાણજ બનજો ધરજો દીનો પર પ્યાર સ્વી ૨
જ્ઞાન ગંભીરતા ને વળી નમ્રતા વળી ધર્મતણા શુભ ભાવ
વિદ્વાન જનોની કદરજ કરજો થઈ દીક્ષ તણા દરીયાવ. સ્વી. ૩

મૂંગા પ્રાણીના પાલક બનજો દેજો અભય દાન
આશ્વાસન ખેડુતને આપી કરજો જગત કલ્યાણ. સ્વી. ૪

અવિચળ તાજ તપો સદા રાજવી, પ્રસરો જગત સુવાસ
પ્રેમ સત્યની સરીતા વહેજો, કરજો વિદ્યા વિકાસ સ્વી ૫

ઉત્સવ આજે રાજ્યારોહણનો, વર્તો જય જયકાર
દીર્ઘાયુષી રહો સદા રાજવી, સહાય ભવાની કૃપાળ સ્વી ૬

રાજ્ય કુટુંબની સેવા ઇચ્છી ધરજો ગરીબોની દાઝ
નિજ વડીલોના પગલે વિચરજો શ્રી હિમતસિંહજીભૂપાળ સ્વી. ૭

પ્રભુ કૃપા જળહળતી રહેજો, સત્ય ન્યાય ચમકાર
સાદાઇ સંયમે જીવન ધરજો ધરજો આદર્શ વિચાર. સ્વી ૮

સદ્ગુણના સાથી નિત્ય બનજો, યશકીર્તિ સાધો કૃપાળ
રાજ્યારોહણના શુભ દિવસે અર્પે આશીષ ભોગીલાલ સ્વી ૯

ઠેકાણું રતનપોળ શેઠના મહાવીર
સ્વામીના દહેરાસર
પાસ ઝવેરીવાડ
અમદાવાદ.

લી. આપ નામદારશ્રીનો
શુભ ચીંતક
ધરમપુર સ્ટેટ રાજકવિ
ભોગીલાલ રતનચંદ વોરા

## સામુદ્રિક વિચારો
## પદ ૧૧૬ મું.

*

## પુરૂષ લક્ષણ
### પગના તળીયાના ભાવ
લાવણી

પગ તળીયા જો હોય કમળ સમ માંસ થકી ભરપુર જો હોય
પરસેવો ન કીંચીત તળીયે ગરમને વળી લાલજ હોય
બારીક સ્નિગ્ધ ચીકાસવાળા આટલા લક્ષણ તળીયાના
જ્ઞાની કહે એહ પુરૂષતો સુખ ભોગવે રાજ્ય તણા ૧
પગે ચાલનારનુ કોમલ તળીયુ ઉર્ધ્વ રેખા જેમાં હોય
એહ પુરૂષ પૃથ્વી પતી થાતો એમાંન કીચીત શંકા હોય
જેના તલીયા હોય ખચ ખચડા તે કુળ તણો નાશક સમજો
પાકેલી માટીના જેવા કનિષ્ટમાં કનીષ્ટ તે જો ૨
લીલાસ હોય જો તલીયાની માંહી હલકી સ્ત્રીની સાથે ગમન કરે
કાળા જો જેના હોય તળીયા તે માંસ મદિરાનુ પાન કરે
પગનુ તલીયુ વચમાં ખાલી હોય તો સ્ત્રીથી મરણ થતુ
માંસ વગરનુ તલીયું હોય તો રોગ શરીરમાં દુખ ધરતુ ૩
દરીદ્રિ મનુષ્યના પગમાં તો ગાય ભેંસ શીયાળ ઉંદર
કાગ તથા કંક પક્ષીની રેખા સદા રહે ભાગ્ય હીણુ એ નર.

---

# પદ ૧૧૭ મું.

*

## અંગુષ્ટ

ગોળ અંગુઠો માંસથી ભરપુર વચમાં જુવો જવ દેખાય
ઉતમ પુરૂષ તેને જાણો સુકલ પક્ષમાં જન્મ ગણાય ૪

નસ દેખાયને ચપટો અંગુષ્ટ ચક્ર વગરનો જો તે હોય
ખરાબ કીધો શાસ્ત્ર કારે ભવિષ્ય જેનુ દુખી હોય
આંગળીઓની બારીકતા મજબુત ગોળ કમળ જેવી
ગજપતિનો માલીક બનતો શાસ્ત્રે કથી સમજ્યા જેવી. ૫

પગ તણી ત્રીજી અંગુલી પ્રમાણ થકી વધુ લાંબી હોય
બુદ્ધીશાળી તે નર સમજો તેમાં ન સંદેહ જ જોય
છેલ્લી આંગળી કનીષ્ટીકા હોય વધુ મોટુ પ્રમાણ
તો જ્ઞાની કહે છે સમજો ભાઈ થાય પુરુષ મોટો ધનવાન ૬

## નખ

જે આંગળીઓના લાલ નખને સુક્ષમ કાતી વાળા હોય
સદા સુખનો ભોગી બનતો દુઃખન કીચીત આપે ત્યાંય
જાડા ફાટેલ સુપડા જેવા નખ જુઓ જે જે નરનાર
ભાગ્ય હીણ તેને સમજવો સુખ ન ભોગવે તે સંસાર ૭

## એડી

મનુષ્ય એડી હોય ભરાવદાર ઊંચી ચીકણી કોમલ જેવી ધાર
ગુપ્ત નસો પણ કોમલ હોએ પરસેવા વીના વીચાર
કાચબાની પીઠ સમ ઊચી હોય જો એડીભાઈ સુખકાર
શ્રેષ્ઠ કીધુ તે શાસ્ત્રોમાં ભાગ્યવાન એ નરને નાર ૮

સરખી એડી હોય જો જેણે તો તે સુખી સદા વિચાર
મોટી હોય તો દીર્ઘાયુષી નાની અલ્પ આયુષ્ય ધાર
ઉંચી હોય તો વિજય વંતો વરતાવે સદાયે જયકાર
એડીના લક્ષણ સમજીને કરો શ્રોતા દીલમાં વીચાર ૯

## સાથલ

કેળ સમી સાથલ જે જેની હોય નહી કંચીત ત્યાં વાળ
જેના સાથળ સ્નીગ્ધ મૃદુ જેનુ ભાગ્ય સમજો વિશાળ
પુષ્ટ હોય જેની સાથલ તે તે બનતો જગમાં ધનવાન
સાથલ જેની હોય મજાની સ્રીઓ બનતી ત્યાં ગુલતાન ૧૦

## કેડ

કેડ શરીર હોય જો પહોળી પુષ્ટજ હોય જેની બળવાન
સિંહ સમાન કેડના લક્ષણ તે થાએ વિશ્વે ધનવાન
વાળ અતિ જો હોય કેડ પર દરીદ્રી તેણે પીછાણ
નાની હોય તો કદરૂપો કાયાથી દેખાય ન કામ ૧૧

સદ્‌ગત

# ઝવેરી મોહનલાલ વસ્તાચંદ.

(પાલનપુરવાળા)



જેઓશ્રી પોતાની બુદ્ધી વડે ઝવેરાતની લાઇનમાં ઝપલાવી કલકત્તા જેવા શહેરમાં હીરાના વહેપારી તરીકે ખાસ ખ્યાતી મેળવી અને પુર્ષાર્થથી લાખોપતી થયા અને પોતાની કમાણીનો સદ્ઉપયોગ પોતે ઘણીજ આદર્શ રીતે કર્યો, તેઓશ્રીના સુપુત્ર રા રા કાન્તીલાલભાઇએ પોતાના પિતાશ્રીની યાદગીરી કાયમ રહે તેવા વિચારને અનુસરી મારા પુસ્તકમાં રૂ ૧૦૧ આપી મને આભારી કર્યો છે તેથી તેઓશ્રીનો રૂણી છુ લી ભોગીલાલ કવી.

## શીશ્નનાં લક્ષણ

જેનુ લીંગ જો હોય નાનું થાય જુઓ તે તો ધનવાન
નસ કદી હોય નીકળેલી પુત્ર વગરનુ જીવન જાણ,
દક્ષીણ ભાગ જો હોય નમેલો તો થાયે પુત્ર નિશ્ચે માન,
ડાબી બાજુ નમેલ હોય તો, પુત્રી થાએ ઉત્પન્ન જાણ ૧૨

### નાભિ

નાભિ પહોળી હોય જો ઉંચી ગંભીર ઇડાનીજ સમાન.
શુદ્ધ બુદ્ધિનો માલીક તે તો થાય જુઓ નક્કી ભાગ્યવાન
નાભિ જેની કમળપત્ર જેવી હોય જો આકાર ચક્રાકાર
દ્રવ્ય સહિત પૃથ્વીપતિ સુખ ભોગવે અપરપાર ૧૩

### કુક્ષી

નાની બગલવાળો તો રાજા સરખી બગલ શૂરવીર
ઉંચી બગલવાળો ધન વિના નીચી બગલ કપટી તસવીર
જેની બગલ જો ઉંડી હોય થાય ઉંચેથી પડનાર
જેની બગલ ઉંચી હોય તો તે સ્ત્રી વહેપારે છે જીવનાર ૧૪

### પેટ.

પેટ બધી રીતે જો સરખું તો થાય જુઓ નિશ્ચે ધનવાન
સીંહ સમું જો પેટ હોય તો થાએ ચક્રી નિશ્ચે જાણ
બકરા જેવું પેટ હોય તો રાજા થાએ મહા ગુણવાન
બળદ જેવુ પેટ હોય તો થાય વ્યભિચારી અજ્ઞાન ૧૫

## છાતી.

જેની છાતી ઉંચી ને વળી માસ થકી હોય ભરપુર.
રાજા કેરાં લક્ષણુ જેમાં મનુષ્યપણાનું શોભે નૂર.
પહોળી છાતીના એ લક્ષણુ નિશ્ચે બને તે ધનવાન.
જેની છાતી નસ રહીત હોય થાય અભાગી નિશ્ચે જાણુ. ૧૬

## સ્તન.

જેના સ્તન ગોળ સ્નિગ્ધ કોમલ સરખાં જો હોય સુખકાર
જરૂર પોતે સુખી થાએ, અને સુખ ભોગવે સૌ સંસાર
ઉંચા નીચા કઠોરને વળી, હોય ભયાનક જેનો ઘાટ
શાસ્ત્રકારો વદે છે ચોકખુ, સદા રહે કાયમ ઉચાટ. ૧૭

જેના સ્તન બન્ને માસ યુક્ત, હોય જરૂર તે રાજા થાય.
પુષ્ટ મોટા હોય તો સુખી, ઉચા નીચાથી ધન જાય.

## હાથ

હાથ હોય જેના અતિ ચમકદાર પર સેવા વિના વિચાર
માંસ થકી ભરપુર હોયે છીદ્ર રહીત હોય સુખકાર ૧૮

લાલ તથા મોટી આંગુલી વાળો થાયે રાજા ધનવાન
હાથ પહોળો વાંદરના જેવો થાય સુખી શાસ્ત્રોની વાણુ
વાઘની માફક હાથ હોય તો ભોગવે દુઃખ અતિ સંસાર
કહે ભોગીલાલ સામુદ્રિકનો આપું નવિન જુઓ ચિતાર ૧૯

## હસ્તરેખા

સંપૂર્ણ ત્રણ રેખા હોય તો લક્ષ્મી કદી ખુટતી જ નથી
ધન કંચન ને રત્નવાળો સ્ત્રી તેણે છોડતી જ નથી.
જેની હથેળી ગોળ તથા નીચો હોય તો થાતો તે ધનવાન
ઉંચી હથેળીવાળો જગમા દેતો પોતે સારૂ દાન ૨૦

નીચી હથેળીથી પીતાના ધન થકી તે રહીત થાય
હથેળી ઊંચી નીચી હોય તો દારીદ્રી દશા દુઃખ દાય
લાલ હથેળીવાળો ધનવાન પીળી હથેળીથી વ્યભિચાર
ધોળી કાળી નિર્ધનતા લીલી હથેળી મદીરા પીનાર ૨૧

જેના હાથમાં ઘણી જ રેખા અથવા અલ્પ રેખા જો હોય
અલ્પ આયુષી તેને જાણો દાસપણું ભોગવે તે જોય
પોતાની આગુલથી ઉંચો હોય જો આગળ એકસો આઠ
ઉત્તમ પુરૂષ તેને જાણો છન્નુ આગળ મધ્યમ જાણ
નેવું આગળવાળો કનિષ્ટ ઉંચાઈના એ લક્ષણ જાણ
હજુ ઘણા વિચારો કહું છુ, સમજો મારા ચતુર સુજાણ ૨૨

## મણીબંધ જવમાળા

જેના કરમાંહી મણી બંધની ત્રણ જવ માળા જો દેખાય
સર્વ ભોમ સત્તાધીશ બનતો વળી ધનપતિપણે વખણાય
બે વળય વાળી જવ પંકિત હોય તો રાજા મંત્રી થાય
એક વળ વાળી જવ પંકિત મહા દાનેશ્વરી જ સુહાય ૨૩

ત્રણ વળવાળી જવ પક્તિ બન્ને બાજુઓના હાથ
પૃષ્ટ ને ઢાકી દે તો સમજો મહા દેવ સુખ ભોગવે સાથ
આવી આવી ઘણી જ વસ્તુ વિદ્વાનો એ કથી સુખકાર
જ્ઞાનીને મન સહેલુ સમજો અજ્ઞાનીને મહા વિચાર ૨૪

## ધર્મ રેખા

આયુષ્ય રેખામાંથી નીકળે, ઉર્ધ્વ રેખા ને અગુલ
મુળમા જાય તો ધર્મમા પોતે શુભ કૃત્યોના શોધેમુળ
કનિષ્ટા આગળી આયુષ્ય રેખામા મધ્ય જેટલી રેખા હોય
સ્ત્રી પુરૂષને આમન સામન સ્ત્રી પુરૂષોના સુખ ભોગવાય ૨૫

આ રેખા જો વિષમ હોય તો સ્ત્રી મળતા પણ વિષમ થાય
રેખા જો દીર્ઘ હોય તો શુભ વિચારની પત્ની આપ
પાતળી ને વળી નાની હોય તો સ્ત્રી મળતી જાતે કુચાલ
અનેક જાતના લક્ષણ વર્ણવે અલ્પ બુદ્ધિથી ભોગીલાલ ૨૬

## મસ્તક

હાથીના જેવુ મસ્તક તે ઘણી ગાયોનો થાય રખવાળ
સરખા મસ્તકવાળો ભોગી ઊંચા મસ્તકે રાજા થાય.
જેનું મસ્તક હોય અનોપમ જાણે શોભે છત્રાકાર
સ્ત્રીના સ્તન સમાન મસ્તક તે સર્વ ભોમ રાજા સુખકાર ૨૭
નીચુ મસ્તક હોય જો જેનું સામાન્ય રાજા સુહાય
ઉચુ નીચુ મસ્તક સમજો દારીદ્રી દુઃખી જણાય

ઘણી જાતનાં લક્ષણ કીધાં લખતાં તો નહિ આવે પાર
ચીપટુ મસ્તક હોય જો જેનું માતા પીતાને મારનાર ૨૮

### કેશ

કેશ શરીર સારા ચીકણા અને હોય જો ચીકાશદાર
નહી લાબા નહી ટુંકા હોય શોભીતા એ વળદાર
રાજ્ય જેવા એ સુખ ભોગવે દુઃખ પડે નહિ તેને લગાર
કેશ ઊચા ને લુખા જેના નહી કદી તે સુખી થનાર ૨૯

### ચિન્હ

પુરૂષના જમણા ભાગે જો તલ મસાનું નિશાન હોય.
ઉત્તમ પુરૂષ તેને જાણે દુઃખ પડે નહી કીંચીત જોય
કામ શાસ્ત્રમા શશક વૃષભ અને હય સમાન છે પ્રમાણ
ત્રણ પ્રકારના કહ્યા પુરૂષ એ વિચારો એ બુદ્ધિમાન ૩૦

છથી આઠ આગુલ ઇન્દ્રીવાળો શશક લક્ષણ તેના જાણ
નવ દશ અગીયાર આંગળ વૃષભ પુરૂષ જાત પીછાણ
બાર તેર આંગળ કેરી ઇન્દ્રી હય સમ પુરૂષ લક્ષણ ૩૧

આયુષ્ય રેખા જેટલી આગળી ઓળંગીને આગળ જાય.
તેટલી પચ્ચીસી આયુષ્ય સમજો સાધારણથી તો સમજાય
જેટલી ત્રુટક જણાય વચમાં તેટલી ધાસો આવે જાણ
અનેક લક્ષણ કીધા હસ્તમા વર્ણવી વાણી વિદ્વાન ૩૨

## પુરૂષના બત્રીશ લક્ષણ

પાંચ વાના લાંબા મનુષ્યને ચાર ટુંકા ચાર બારીક હોય
ચાર ઊંચા ને સાત લાલને ત્રણ પહોળા જે નરને હોય
ત્રણ ઊંડા બે કાળા હોયને જુઓ તેનુ શુ પ્રમાણ
કહે ભોગીલાલ તે પુરૂષના બત્રીસ લક્ષણ ચતુર સુજાણ ૩૩

## બત્રીસ લક્ષણના નામ

ભુજા નો આગુલીઓ જીરવા નાશિકા દિલથી વિચાર
પીઠ કંઠ ને પુરૂષ તત્વ અને વળી જઘા સુખકાર
દાત ચામડી નખ વાળ આ ચારવાના બારીક વિચાર
બગલ સ્કંધ ને મસ્તક પગ આ ચારવાના ઉંચા સુખકાર ૩૪

હાથ પગના તળીયા તાળવું નેત્ર છોડ ને હોઠજ લાલ
જીંહ્વા નળપણુ લાલજ જેના કપાળ મોઢું છાતી વિશાળ
નાભિ સત્વ અને સ્વર—આ ત્રણ ઊંડા દીલમા વિચાર
આખની કિકિ ને કેશ જ બે શ્યામ પણે હોય સુખકાર ૩૫

બત્રીસ લક્ષણ કીધા સમજો સમજુ કરજો હૃદય વિચાર
કહે ભોગીલાલ સામુદ્રિકનો કહેતા લખતા ન આવે પાર
આવી આવી અનેક બાબત વિચારવા જેવી દીલ માહી
જ્ઞાનીઓએ અવધી કીધી જેની કળાનો પાર નહીં ૩૬

પુરૂષ લક્ષણુ શક્તિ સૂજબ વર્ણવી મેં પુરા કર્યા
ભુલચુકની ક્ષમાજ દેજો - મે' શ્રોતા ચર્ણોમા ધર્યા

વિવેકવિલાસમા સમજણ પુર્વક વસ્તુ સઘળી કહીજ ખરી
પુરૂષ લક્ષણ કેરી હકીકત અલ્પ બુદ્ધિથી પૂરી કરી ૩૭

---

## પદ ૧૧૭ મું

*

## સ્ત્રીના લક્ષણ

(તળીયુ)

ચોપાઈ

સ્ત્રી પગના તળીયા લાલ ઊનાં માંસ ભરપુર ઘાટજ જેનાં
મૃદુ સમાન સ્નીગ્ધ જો હોય ઊંચ્ચ લક્ષણ સ્રીના તે જોય ૧

જે સ્ત્રી પગ તળીયુ જો લુખું તેનું જીવન પણ જુઓ લુખુ
વિ ચિત્ર રંગવાળુ હો ય પગ તળીયુ જો કાળું હોય. ૨

કહે છે જ્ઞાની દુર્ભાગી તેને સમજો, એવી સંગત જરૂર તજજો
સુપડા જેવા આકાર જ જેના શુષ્ક તળીયા હોય જો તેના ૩

તે તો દશા દારીદ્રી ભોગવે જ્ઞાની જ્ઞાન થકી અનુભવે
સ્ત્રી પગ તળીયામા સ્વસ્તીક, ચક્ર ધ્વજ અંકુશ છત્ર મિન શંખ ૪

વળી માછલી મગર હોય તે સ્રીરાજય રાણીબને જોય
ઉપર કહેલા લક્ષણુમાંથી હોય બે ત્રણ ચિન્હ ભાગ્યથી ૫

તે સ્રીતો ઠકરાઇ મેળવે જીવન સુખ હીંડોલે કેળવે
સ્રીના પગ તળીયામા ભેંસ,શ્વાન, ઉંદર, કાગ, ઘુવડને શિયાળ ૬

વળી સર્પ ને ઉંટના દેદાર એહ ચિન્હથી દુઃખ અપાર
પગ તળીયાના લક્ષણ કીધા અલ્પબુદ્ધિથી મેલવી લીધા ૭

———o———

## પદ ૧૧૮ મું



## સ્રીનાં દરેક ભાગનાં લક્ષણ

### લાવણી

હાથ અંગુઠો માંસથી ભરપુર ઉન્નત ને વળી ગોળ ખરે
આ અવનિમા તે મહિલા ભ લ ભ લા નાં મન હરે
પણ ટુંકો ને ચીપટો વાંકો હોય અંગુઠો જેનો ધાર
તે સ્રી કુળનો ક્ષય જ કરી સુખ પામે નહી સંસાર ૧

પગ આંગળીઓ મૃદુ લાલ ને કમળ સમી હોયે સુખકાર
સરળ મજબુત ગોળને ઉંચી લાભ મેળવે અપરંપાર

વાકી ચુંકી લાંબી પહોળી હોય અંગુલી જેને જાણુ
આ અવનિમા દુઃખજ ભોગવે એ વાણી તુ નિશ્ચે માન. ૨

જેસ્ત્રીના પગની કનિષ્ટી નાની આંગળીનાભાવવિચાર
નિજ પતિને ત્યાગ કરીને પર પુરૂષથી સેવે જાર
જે સ્ત્રીના પગની અનામીકા બીજી આગળીના ભાવ અપાર
જમીન પર ન લાગે ચાલતાં મારે- એ પોતે ભરથાર ૩

એ પ્રમાણે આગળીઓના સામુદ્રિકના લક્ષણુ ધાર
કહે ભોગીલાલ જ્ઞાની કેરી વાણીનો ન આવે પાર
અનેક જાતના લક્ષણુ આગળ આપું છું સમજી વિસ્તાર
અનુભવથી સમજણુ લો તો જરૂર બેડો ઉતરે પાર. ૪

પગ નખ. ને પગની પાની હોય અતિ ઉત્તમ જો લાલ
ચાલતાં ચાલતા ચાલજ સુદર સુખ ભોગવે અતિ વિશાળ
ઉંચી પાની હોયજ જેની તે કુલટાના લક્ષણુ ધાર
દીર્ઘ લાબી પાની વાળી દુઃખ ભોગવે અપરપાર ૫

જે સ્ત્રી બેસવી વખતે ડાબો પગ ઉપાડી બેસી જાય
સદા સુખ ભોગવે નિરતર જ્ઞાની વચન ન જુઠ કહાય
જમણો પગ પ્રથમ મુકીને સ્ત્રી જો બેસી જાય જે વાર
દુર્ભાગી તો સમજો શાણા દુઃખ ભોગવે તે મંઝાર ૬

યોની પીપળ પત્ર આકારે હાથીના સ્કંધનો આકાર
પહોળી કાચબાની પીઠ જેવી પહોળી ચદ્રના આકાર

યોની સ્નીગ્ધ નરમ ને હોય જો શુષ્ક જેને વાળ
તે સ્ત્રી પુત્રવાળી બનતી નડે નહી ગોઝારો કાળ ૭

રતિ સુખને સુદર ભોગવે સદા રહે કાયમ સૌભાગ્ય
જે સ્ત્રીની યોની જમણી બાજુ ઊંચી હોય જેમ સોહે અથાગ
પુત્ર ઉત્પન કરતી એ સુદર ડાબી ઊંચીથી પુત્રી થાય
યોની તણા લક્ષણુ કઈ કીધા અનુભવ વિના ન સમજાય ૮

નાભિ દુટી ગોળને ઊંડી દક્ષિણા વર્તે જે હોય
તે સ્રીને તો શ્રેષ્ટજ જાણો એમા ન સદેહજ જોય
નાભિ કમળની કર્ણીકા જેમ હોય જુઓ તેનો વિસ્તાર
સદા રહે સૌભાગ્ય વંતિએ સુખ ભોગવે અતિ સસાર ૯

જે સ્ત્રીની નાભિ ઘણી ઊડી યુવાનોના મન હરનાર
પતિ ને પ્યારી ઘણીજ લાગે કામણુગારી તેને ધાર
નાભિના લક્ષણુ અનોપમ ડાબી આ વર્ત વાલી હોય
તે સ્ત્રી દુર્ભગ નીંદનીય દાસ પણુ ભોગવે–તે જોય ૧૦

જે સ્રીની હોય બગલ સુકુમાર તથા પહોળી હોય અપાર
તે સ્ત્રી ઘણાજ પુત્ર જન્મે બગલ દેડકાની સુખકાર
રાજ્ય પુત્રને જન્મ આપે એમા નહી સદેહ લગાર
બગલ ઊચી વાળના આ વર્ત સાધ્વી [illegible]
જે સ્રીનુ પેટ કોમળ પાતળુ ચ[illegible]
રોમ રહિત હોય પેટજ જેનું

જે સ્રીનુ પેટ ઘડાજ જેવું માસ વગરનુ હોય તો ધાર
દુઃખ ભુખથી પીડા પામે ભારે કરતી તે સંસાર ૧૨

જે સ્રીનુ પેટ લંબગોળ હોય સસરાને આપે બહુ ત્રાસ
સગા વહાલામા કુસંપ કરતી પતિને કરતી નિરાશ
લાંબુ પહોળુ પેટ હોય તો લાંબા કાળે પુત્રજ થાય
પણ એ પુત્ર થાય અભાગી કદી નહી કલ્યાણ સધાય ૧૩

જે સ્રીની છાતી માંસથી હોય ભરપુર ભરાવદાર
ઊંચી નીચી લાંબી નહી જેમ કઠણ હોય નહી લગાર
નસ રોમ રોમ વગરની હોયતો આંગળ અઢારનુ પ્રમાણુ
તો તે સ્રી ઉત્તમ સમજો દેવ કોટીની ચતુર સુજાણ ૧૪

જે સ્રીની છાતી ઊંચી નીચી માંસ વગરની જેની હોય
સ્રી ની હિંસા કરનારી તે વૈધવ ભોગવે નિશ્ચે જોય
હોય છાતીમા વાળજ જેને તો તે સ્રીને સમજોજ ખરાબ
કહે ભોગીલાલ અલ્પ બુદ્ધિથી આગળ ચલાવુ દઇ વિસ્તાર ૧૫

જે સ્રીના સ્તન ગોળને દઢ પુષ્ટ કઠણને ઉન્નત હોય
તે સ્રી સુખ સૌભાગ્ય ભોગવે ઉચ્ચ લક્ષણ તો તેના જોય
જે સ્રીનો સ્તન જમનો ઊંચો તો તે સ્રી પ્રથમ પુત્ર જણે
ડાબો સ્તન જો ઊંચો હોય તો પુત્રી પ્રથમ તો અવતરે ૧૬

ઊંચા નીચા સ્તન હોય તો સ્રી મંતતિથી રહીત થાય
લક્ષણુ કીધા સ્તનના બાપુ બુદ્ધિ કેળવેથી સમજાય

શરીર શોભા સ્તનથી વધતી શરીર સુધારે જ જણાય
જેના સ્તનમાં ઘાટ મળે નહી તેનુ શરીર તો નહી સોહાય ૧૭

જે સ્રીના સ્કંધ ઊંચા રૂપાળા માંસ થકી ભરપુર જણાય
તે સ્રી ધન ને ધાન્ય સહીત અનેક સુખની ભોક્તા થાય
જે સ્રીના બંન્ને સ્કંધો મુળથી કાઇક ઊંચા જો દેખાય
તો તે સ્રી વાંઝણી થાય છે નિશ્ચે એમાં નહી શકા જજરાય ૧૮

ઊચા સ્કધ વાળી સ્રી કુલટા જાડા સ્કંધે દેતી બહુભાર
ચક્ર સ્કધવાળી તે વાંઝણી રોમ સ્કંધવાળી દુઃખકાર
ભુજા શિરીષના પુષ્પ સમ કોમળ હોય કેળ સમાન
જે સ્રીની ભુજા રોમ વગરની અવનિમાં પામે સન્માન ૧૯

હાથીની સુઢના આકારે જેના ભુજા હોય બળવાન
સદા શૂરવીરતા ત્યાં વસતી જગમે વાધે જો બહુ માન
રોમવાળી જો હોય જ ભુજા વૈધવ પામી દુઃખી થાય.
ટુંકી ભૂજા હોય તો સમજો કલેશ કંકાશથી મન મુંઝાય ૨૦

## પદ ૧૧૯ મું

*

## સ્ત્રીની હસ્તરેખા

હોય હથેળીમાં બહુ રેખા નિજ પતિને ન સુખી કરે
જેના કરમાં એક ન રેખા કદી નહી સુખી સંભવે
પ્રગટ સ્નીગ્ધ ગંભીર ગોળ સંપૂર્ણ ત્રણ રેખાધાર
અનેક જાતનાં સુખ ભોગવે દીપાવે પો તે સંસાર ૨૧

હાથમાં મચ્છ હોય સાથીઓ શ્રીવત્સનું લક્ષણ ધાર
સૌભાગ્યવતિ ને ધનવાળી ભોગવે તે રાજ્ય ભંડાર
નંદા વર્તનું ચિન્હ હોય તો ચક્રવર્તીની પત્ની જાણુ
ભાગ્યવાન વિના આ ચિન્હો છે જગમા મોઘા પ્રમાણુ ૨૨

હસ્તની રેખા અંગુષ્ટ મુળથી નિકળી કનિષ્ટા પાસે જાય
વિવાહ યોગ્ય નહી તે કન્યા પતિને દુઃખ દેનારી થાય
હાથમા ત્રાજવા હોય ધુંસરૂ હળ સાબેલાનો આકાર
વેપારે તે આગળ વધતી ખેડુતમાં સમજે તે સાર ૨૩

હાથમા હાથી ઘોડા બળદને કમળ ધનુષ્ય ને પ્રાસાદ
એવી રેખાથી તીર્થંકર જન્મે દેવોના આશીર્વાદ
શંખ. ચક્ર ને સમુદ્ર નંદાવર્ત છત્ર, માછલી, કાચબો ધાર
ચક્રવર્તીની થાય તે માતા એમા નહિં સંદેહ લગાર ૨૪

શ્રીવત્સ અંકુશ ગદાને ત્રીશુળને વળી વર્ધમાન
હોય જો રેખા જેના કરમાં જગમા ગવાએ યશોગાન
દેડકો, કંક, શિયાળ, બળદને ઘુવડ, વીંછી, ખર, ને કાગ
ભેંસ, ઉંટનાં ચિન્હવાળી દુઃખ ભોગવે અતિ અથાગ ૨૫

હસ્તરેખાના ભાવ મેં કીધા ગુરૂ પ્રતાપે કરી વિંચાર
બીજા ચિન્હ ઘણા છે બાકી અનુભવથી કઇ આપુ સાર
સ્ત્રી પુરૂષના બન્ને લક્ષણ કીધો કઇ કંઈ વિસ્તાર
ભુલ ચૂકની ક્ષમા કરીને શિખો પ્રેમે નરને નાર ૨૬

સામુદ્રિક વિચાર સમાપ્ત.



## પદ ૧૨૦ મું

*

### ગરજ

ગરજ એવી છે જગમાં યારો, સૌ ગરજે ગોધા ખાએ રે,
ગરજ ખરેખર જગમાં ગોલી, સ્વમાન જરૂર તજાવે રે...ગરજ

રાત અંધારી શેઠ દિવસ કહે તો, ગરજે હા સૌબોલે રે,
ગરજ એવી છે બુરી ચીજ કે નીચ ઘર મજુરી કરાવે રે...ગરજ

ચારિત્ર ને હોય સંયમી તે જે, ગરજ વિના ન કો બોલાવે રે,
લુચ્ચો હોય બદમાશ ખરેખર, પણ ગરજે સૌ તેને પાળે રે...ગરજ
ગરજ વગરની હોય સતિ તો, ન મદદ આપે કોઇ રે,
પણ ગરજ પડે તો કુલટા ઘેરે, જાય ધક્કા ખાઇ રે ગરજ

આ જગત્ છે ગરજનું બેલી, ગરજ વિના ન બોલાવે રે,
કહે ભોગીલાલ ખોટી ગરજમાં, શાને જીવન ગુમાવે રે ..ગરજ

---

## પદ ૧૨૧ મું.

*

### મારા પ્રભૂજીનો

મારા પ્રભુજીનો કાગળ આવ્યો છે,
કોઈ ગેબી ફીરસ્તો લાવ્યો છે....મારા

શ્યામ હતા તેના શ્વેત થયા,
મુસાફરી દિન જૂજ રહ્યા,
સંદેશો એ બતલાવ્યો છે......મારા ૧

અંધાની તું આંખ થજે,
લૂલા પાંગુલ સ્કંધ પર ધરજે,
ગરીબો માગે તે તું દેજે......મારા ૨

માન માયા મદ દૂર કરો,
દાન શીયળ તપ હૈયે ધરો,
વાણી અમૃત વદી જીવ્યુ સફળ કરો... ..મારા ૩

લક્ષ્મી મળી તણે ભાગ્ય થકી,
ભવિષ્ય ભાતું કરને નક્કી,
ક્યારે જવું પડશે એ નથી નક્કી.... ..મારા ૪

જોર જૂલમ તું કરતો નહિ,
ગરીબ પ્રેમને વિસરતો નહિ,
પ્રભુ બીક ધરી દીલ રહેજે સહી,... .મારા ૫

સ્વાર્થને તિલાજલી દેજે,
નિઃસ્વાર્થે સેવા તું કરજે,
દીન જનોની આશિષ લેજે.......મારા ૬

રેવન્યુ મીનીસ્ટર સાહેબ

## શ્રીયુત ખોડાભાઇ સોમાભાઇ દેશાઈ.

**હાલ પાલનપુર.**



જેઓશ્રી એક મારા વડીલ છે અને મારા ઘણાખરા કાર્યમાં
ાચેતન રેડનાર છે તેથી વડીલ તરીકેની યાદગીરી કાયમ રાખવા માટે
ાશ્રીનો બ્લોક મુકી મારી ફરજ અદા કરૂં છુ અને મારા
તકમા તેઓશ્રીએ જે સહાય આપી આભારી કર્યો છે તેથી
ાશ્રીનો રૂણી છુ

લી. ભોગીલાલ કવી.

આવો કાગળ પ્રભુએજ ધર્યો,
વાંચી ભોગીલાલે હૃદયે કર્યો;
મેં તો શ્રોતાજનોના ચરણે ધર્યો......મારા ૭

---

## પદ ૧૨૨ મું

*

( મુળ ધરમ લ્યો જાણી )

### ભજન

મુળ ધરમ લ્યો જાણી ઓ સંતો મારા મુળ ધરમ લ્યો જાણી
ગંગા નદીને કાંઠે સ્નાન કર્યું તો એ પાપની આગ ન હોલવાણી,
કહો તો તારો આત્મા નિષ્ઠુર બનીયો કોતો સરિતા સુકાણી ઓ. ૧

પારસમણીની સંગે રહ્યો નીશદિન તોએ મણી નવ ઓળખાણી
કોઈ ઝવેરી સાચો ન મળીયો કોઇએ ન બતાવી એધાણી ઓ. ૨

લાખ કમાયો ક્રોડ કમાયો શુભ ખાતે પાઇ ન વપરાણી,
કહોતો ભાઇભાગ્ય બીજાનુ ભળીયુ કહો તોએ ખોટીકમાણી.ઓ. ૩

મન મહી મજબુત નહીં તુ મમતામા મતિ મુઝાણી,
માયા મહીં ગુલતાન બનીને વદયો ન અમૃત વાણી ઓ.૪

સંત સમાગમ સાચો ન શિખ્યો ન ધાર્યો ગુરૂ કોઈ જ્ઞાની,
આત્મતણી નવ શુદ્ધિ કીધી બુધ્ધિ નહિ પીછાણી. ઓ ૫

આ જીવનમાં સયમ વિના ઇંદ્રિ નહિ જીતાણી,
કહે ભોગીલાલ સમજ્યા વિના કાધી જીંદગી ધુળધાણી. એ. ૬

---

## પદ ૧૨૩ મું.

*

### મનડું જેનું જેમાં

મનડુ જેનુ જેમાં રમે,
તેમા તેને બહુ ગમે,

ભ્રમર કરે છે ગુંજ આકાશે,
જઇ ગગનમાં ભમે,
કમળની સુવાસને લેતાં
દુઃખમરણુના ખમે મનડું ૧

પતગ ફરે છે દીપક પછાડી
જઈ તેજ તેજમા સમે
મોહદશામાં અંધ બનીને પતંગ એ
આખર દીપકમાંહી થમે મનડું ૨

વેપારી વેપારજ કરતો
નફો લેવા ખૂબ ભમે

ભાગ્ય વિના નર કોડી ન પામે
તોએ ધૂળમાં ધમે મનડુ ૩

હનુમાનને પૂછી જુઓ કે
તુજને શું શું ગમે

કહે ભોગીલાલ હૃદય ચીરો તો
ઘટઘટમાં જેનો રામ રમે મનડુ ૪

---

## પદ ૧૨૪ મું.

*

### શું કરવું

શું કરવું,
એક વખત છે મરવું.
એમાં તે શાને ડરવું.
ઓ બાબા એક વખત છે મરવું. ઓ બા.
પટકૂલ બદલી પીયુને મળવું
ગગન ઉપર ઘર કરવું.
પીર પેગંબર અવતરીને
મહાજલે જળ મળવું ઓ બા. ૧

ઓહં સોહં ના શૂરને સાધી
સંયમમાંહી વિચર્ગવું
મોહદશામાં મશગુલ થાતા
રહેશે કાયમ રખડવું ઓ બા. ૨

ધણીની થાપણ ધણીને સોંપો
પછી મટી ગયુ સાચવવું
આતમ રામ ન ફકરા થઈને
વાયુ લહરવત ફરવું. ઓ બા. ૩

સાગર મુવો ગુરૂને હાથે
ફરી ફરી નથી મરવું
કહે ભોગીલાલ એવું મરજો
ફરી પડે ન જનમવું. ઓ બા. ૪

---

## પદ ૧૨૫ મું

*

### પ્રેમના હીંડોલે

પ્રેમના હીંડોલે ઝુલો ઝુલાવે
પ્રેમની સરિતામાં ઝરણાં ઝરાવે ઝુલો ૧

રસભીના રસરાજ બંસરી બજાવે
ઝુલો ઝુલાવવા ગોપી સાજ સજાવે ઝુલો ૨

અનંગરંગ તરંગ તરૂવર છાય સુંદર બીછાવે
અણુમોલા માન એ અવનવાં, સ્નેહવારીથી નવરાવે ઝુલો ૩

શીતલ વાયુકેરી મોજ અનેરી મનાવે
મોજ કેરા રંગમા અંગ અનુપમ સુહાવે ઝુલો ૪

અલબેલા કાન મારૂ હૃદય ચોરાવે
કહે ભોગી જુઓ રાધા ઝુલાવે ઝુલો ૫

---

પદ ૧૨૬ મું

※

## કોઇ સમજુ થઇને

કોઈ સમજુ થઇને સમજો સંસારમા સંસ્કાર જ સજજો
જ્યારે પુણ્ય ફરે છે ત્યારે ક્રોડોની દોલત જયારે
ત્યારે ભાન ભુલે છે તે વારે સસારમા સંસ્કારજ સજજો ૧

'રવા ન કોઇની કરતો અભિમાને અક્કડ ફરતો
ન માટે તરફડતો સંસારમા સંસ્કાર સજજો ૨

ેરબાન થાતો પુત્ર જન્મથી હરખાતો
.દા કરતો સંસારમાં સંસ્કાર સજજો ૩

જ્યારે પ્રેમે ભણાવવા ધાર્યો, વિદ્વતાએ આગળ વધાર્યો;
પછી ગૃહસ્થાશ્રમમાં સાર્યો, સંસારમા સંસ્કાર સજજો. ૪

જ્યારે પુત્રવધૂ ઘેર આવે, આનદે હૈયા ફુલાવે;
મહા સુખ હૃદયે ભાવે, સંસારમાં મસ્કાર સજજો. ૫

કહો પુણ્ય તણી શી ખામી, અવિચળ સાહ્યબી જામી;
જૂએ કૃપાએ અતરયામી, સંસારમા સંસ્કાર સજજો ૬

સુખના દિવસો જ્યારે જાતા, સ્વપ્ન સમા દેખાતા,
દુઃખના દિવસો કચવાતા, સંસારમા સંસ્કાર સજજો ૭

હતી લક્ષ્મી અભિમાને ફરતો, કાલે શુ થશે તે ન જોતો,
પછી પોકે પોકે રડતો, સંસારમાં સંસ્કાર સજજો ૮

જ્યારે પુત્રને આવી બિમારી, પુત્રવધૂ નાની બિચારી,
બધો વૈભવ ત્યા જ લાચારી, સંસારમા સસ્કાર મજજો ૯

ત્યા શેઠ હજારો ખરચે, કોઇ રીતે બેટો મૂજ બચે,
પણ ભાગ્ય ગયુ હવે ટોચે, સસારમાં સસ્કાર સજજો ૧૦

ગયુ ભાગ્ય ફૂટયુ તે વખતે, આવ્યો કાળગોઝારો કવખતે

વળી ખાપટા ત્રીશ મંગાવે, કાઢો કાઢો એ બૂમ પડાવે,
તેની હવેલી કામ ન આવે, સંસારમા સંસ્કાર સજજો. ૧૪

લોકો દિલાસો આપે, ભા ' ખાધા વગર કેમ ચાલે;
એમ કહી મોંઢામા ઘાલે, સંસારમા સસ્કાર સજજો. ૧૫

પુત્રવધૂ બિચારી રડાણી, થઈ સાહ્યબી જૂઓ ધૂળધાણી
કેવી ભાગ્યદશા બદલાણી, સંસારમા સસ્કાર સજજો. ૧૬

ગયું ભાગ્ય જયારે પલટાઇ, ત્યારે પ્રભુભક્તિ દિલ આઇ,
જૂઓ જગત દશા દુઃખદાઇ, સંસારમા સસ્કાર સજજો ૧૭

સ્વારથની માયા સમજો, અભિમાન હ્રદયથી તજજો,
પ્રેમે પાઠ પ્રભુના પુજજો, સંસારમાં સંસ્કાર સજજો ૧૮

શોધી સત સમાગમ કરજો, આત્માનું પાતીક હણજો,
કહે ભોગી અક્ષય સુખ લેજો, સંસારમા સંસ્કાર સજજો. ૧૯

---

## પદ ૧૨૭ મું.

*

### (પાણી)

#### દોહરો

પાણી વિના ખેતી જૂઓ, સુંદર કદી થાતી નથી.
પાણી વિના મોતી તણી, કિંમત કદી થાતી નથી. ૧

જ્યારે પ્રેમે ભણાવવા ધાર્યો, વિદ્વતાએ આગળ વધાર્યો;
પછી ગૃહસ્થાશ્રમમાં સાર્યો, સંસારમા સંસ્કાર સજજો. ૪

જ્યારે પુત્રવધૂ ઘેર આવે, આનંદે હૈયા ફુલાવે;
મહા સુખ હૃદયે ભાવે, સંસારમાં સંસ્કાર સજજો. ૫

કહો પુણ્ય તણી શી ખામી, અવિચળ સાહ્યબી જામી;
જૂએ કૃપાએ અંતરયામી, સંસારમા સંસ્કાર સજજો. ૬

સુખના દિવસો જ્યારે જાતા, સ્વપ્ન સમા દેખાતા;
દુઃખના દિવસો કચવાતા, સંસારમાં સંસ્કાર સજજો ૭

હતી લક્ષ્મી અભિમાને ફરતો, કાલે શુ થશે તે ન જોતો,
પછી પોકે પોકે રડતો, સંસારમાં સંસ્કાર સજજો ૮

જ્યારે પુત્રને આવી બિમારી, પુત્રવધૂ નાની બિચારી,
બધો વૈભવ ત્યાં જ લાચારી, સંસારમા સંસ્કાર સજજો ૯

ત્યા શેઠ હજારો ખરચે, કોઇ રીતે બેટો મૂજ બચે;
પણ ભાગ્ય ગયુ હવે ઢોચે, સંસારમા સંસ્કાર સજજો ૧૦

ગયુ ભાગ્ય ફૂટયુ તે વખતે, આવ્યો કાળગોઝારો કવખતે
લીધુ લેણુ બધું ચૂકતે. સંસારમા સંસ્કાર સજજો ૧૧

એક વખત કહેવાતો ધનવાન, લોકો દેતા આદરમાન;
કરતા ઇજ્જતથી સન્માન, સંસારમા સંસ્કાર સજજો. ૧૨

જ્યારે પુત્ર મર્યો જે વારે, થયુ પંચ ભેગુ તે વારે;
લાવો વાંસડા બે ને ચારે, સંસારમાં સંસ્કાર સજજો. ૧૩

## પદ ૧૨૯ મું.

*

## કર્મ તણી કઠણાઈ

કર્મ તણી કઠણાઈ કોઇ પોંચે નહિ જગમાહી,
નાના મોટાનો ભેદ મળે નહિ કોણ રંક ને રાઇ,
ભાગ્ય ફીરા જબ રાવણ કા પલમેં લંકા જલાઇ. કર્મ ૧

કૌરવ કી દેખો કપટક્રિયા જીસને માયા બધી વિસરાઈ,
નીજ સ્વારથ કે ખાતર દેખો કપટકળા કુ બિછાઇ. કર્મ ૨

ભાગ્ય ફીરે જબ ફીરતી દુનિયા કોઈ કરતા હેં દિલમાંહી,
સબ સંસારી હે મતલબ કા લેતા ન દીન દુહાઇ. કર્મ ૩

સગાં સગપણ કર્મ કે આધીન કોણ તાત કોણ માઇ,
સબ ચડતી મેં બેઠણ વાલે હો ભલે સહોદર ભાઇ. કર્મ ૪

કર્મ કે વશ આધિન નરનારી જ્ઞાની, જને, દીયા દિખાઇ
મનપર કાબુ ધરાવો મોરે ભૈયા સાધો સંયમ ચિત્ત લાઇ કર્મ ૫

ઐસા સમજકર કહેત હેં ભોગી પહોચ્યા ન કર્મકુ કોઇ,
મોટા મોટા મહારથી એ અંતે રહા સબ રોઈ કર્મ ૬

પાણી વિના જીવન તણી; જ્યોતિ કદી ટકતી નથી,
પાણી વગરની જીંદગીની, કિંમત કદી થાતી નથી. ૨

---

## પદ ૧૨૮ મું.

*

### માન વગરના

માન વગરનાં જીવન જગમાં કેમ કરી જીવાયે રે,
આદર દિલ હોય નહિ તો, કહો કેમ કરીને જીવાયેરે, માન ૧

ભોજન સુંદર હોય સ્વાદિષ્ટ ભાતભાતના શોભે રે,
પણ દિલ વગરના એ મિષ્ટાનો કેમ કરીને ખવાએ રે. માન ૨

દિલ વગરના મહેલ મંદિરો મનમંદિર મુંઝાવેરે,
સાફ હૃદયની જંગલ ઝુંપડી સૌથી અધિક મનાયેરે, માન ૩

સ્નેહ તણું જ્યાં ઝરણું ઝરે નહિ ત્યાં સ્નેહ કેમ વિકસાએરે.
કહે ભોગીલાલ દિલ વગરના જીવન કેમ જીવાએરે. માન ૪

---

## પદ ૧૨૯ મું.

### કર્મ તણી કઠણાઈ

કર્મ તણી કઠણાઈ કોઇ પોંચે નહિ જગમાંહી,
નાના મોટાનો ભેદ મળે નહિ કોણુ રંક ને રાઇ,
ભાગ્ય ફીરા જબ રાવણુ કા પલમેં લંકા જલાઇ. કર્મ ૧

કૌરવકી દેખો કપટક્રિયા જીસને માયા બધી વિસરાઈ,
નીજ સ્વારથ કે ખાતર દેખો કપટકળા કુ બિછાઇ. કર્મ ૨

ભાગ્ય ફીરે જબ ફીરતી દુનિયા કોઈ કરતા હૈ દિલમાંહી,
સબ સંસારી હે મતલબ કા લેતા ન દીન દુહાઇ. કર્મ ૩

સગા સગપણુ કર્મ કે આધીન કોણુ તાત કોણુ માઇ,
સબ ચડતી મેં બેઠણુ વાલે હો ભલે સહોદર ભાઇ. કર્મ ૪

કર્મ કે વશ આધિન નરનારી જ્ઞાની, જને, દીયા દિખાઇ
મનપર કાબુ ધરાવો મોરે ભૈયા સાધો સંયમ ચિત્ત લાઇ કર્મ ૫

એસા સમજકર કહેત હૈ ભોગી પહોચા ન કર્મકુ કોઇ,
મોટા મોટા મહારથી એ અંતે રહા સબ રોઈ કર્મ ૬

# પદ ૧૩૦ મું

*

## અનાથિ મુનિ

મગધ દેશને મગધરાજ શ્રેણીક એકવાર મંડિકુક્ષ નામના વનમાં જઈ ચઢે છે ત્યાં એક વૃક્ષની છાયા નીચે બહુ સુકોમળ કોયાવાળા તેજસ્વી સતને ધ્યાનમાં બેઠેલા જૂએ છે જે મુનિનો કાય કલેશ જોઈ મગધપતિનુ દિલ દ્રવે છે. એમને કંઇ સાધન કે સનાથતા જોઈતી હોય, તો પોતે આપવા તૈયાર છે એમ વિનવે છે તું પોતેજ અનાથ છે તારી પાસે એવુ શુ છે કે તુ મને આપી શકે એ વાત અનાથી મુનિ મગધરાજને સમજાવે છે. આ સવાદમાં અશરણ ભાવનાનો ધ્વનિ ગૂજે છે

અનુષ્ટુપ

રાગ ને દ્વેષ જીત્યો છે એવા શ્રી અરિહંતના,
પાદ પદમ ગૃહી બોલુ જય નાથ અનાથની.

શાર્દુલ વિક્રીડીત

આ સંસાર અસાર છે પ્રીયજનો શોધો છતા ન મળે,
ભૂલો છો ભ્રમણા મહી જગ અરે સ્વામીત્વ ભાસે ભલે.
નામે શ્રેણીક રાજ જે મગધનો તેની કથા આ સુણો
લેજો બોધ અનૂપ ભાઇબહેનિની સદ્ધર્મને પામજો.

વસંતતિલકા

શોભે અહા! સુમન સુંદર મંડિકુક્ષે
આકાશમા લલિત ભાસ્કર ભાત પાડે
સંગીત રસિક સૂર અનેક આપે
હૈયું શમે જગત તાપ સદા પ્રભાતે ૩
હિંસા તણી મલીન વૃત્તિ અલોપ થાતા
ત્યાં વાઘ ને સુરભિ મિત્ર બની રહેતા
જંજાળનો અથાગ થાક નિવારવાને
શ્રેણીક એ મગધરાજ વને પ્રવેશે ૪

હરિગીત

રમ્ય વન સૌંદર્ય નિરખી ભૂપ ઉરના ચીરમે
જગન સચેતન કણ બધાં નિજ વૈર વીસરીને હસે
ધીમે વધી સ્થંભી ગયો તરૂ સ્નીગ્ધ છાયે કંઇ હતું
ધ્યાનસ્થમુનિ જ્ઞાનીમહા એ કૃત્ય અદ્ભુત દીસતું ૫

શીખરણી

અહો કેવી કાન્તિ મુનિ શરીરની ભવ્ય દિસતી
ખરે રુડી કાયા મુજ જીવનમા આજ નિરખી
ભલા આ તો શોભે મુજ નગરના રાજગૃહમાં
અકાળે કા વેદે! જગત તજીને તાપ વનમાં. ૬

અનુષ્ટુપ

જઇ પાસે જરા દૂરે રાજા ચર્ણે ઢળી પડયો
ધર્મલાભ સુણી શબ્દો ઉરે હર્ષ મહા થયો ૭

મંદાક્રાન્તા

ઓહો રાજા વદનપર આભાવ રેખા પડી છે
દયાને જોતાં હૃદય સરમા રૂપ મારું રમે છે
શાને કાજે મુજ શરીરસૌન્દર્ય ચિત્ત નિહાળી
ઊંચે ઊંચાં વિભવ સુખડાં આપવા ક્યાં વિચારે ૮

શીખરણી

પ્રભો સાચુ ભાખ્યુ ત્વરીત ગતિથી ભાવ પરખી
અને અંજાયો છું વદન મધુરૂ દીવ્ય નિરખી
પધારો પ્રીતેથી મુજ જીવનના મીત્ર બનવા
બધી સત્તા સોંપુ સકળ પુરને પાટણકરમાં ૯

મંદાક્રાન્તા

સંસારીના ચલિત સુખમાં હું અનાથી હતો રે
ઊંડે ઊંડે ધ્વજા ફરકતો હું અનાથી હતો તે
ઢુંઢયું ઢુંઢયું પ્રીય જગત આ નાથ નાહીં મળ્યો ક્યાં
અંતે શોધ્યું શરણ પ્રભુનું નાથનો નાથ થાવા ૧૦

શીખરણી

હસી રાજા મીઠું વચન સુણતાં શાંત મુનિનું
છટા લાવી બોલ્યો નવ સમજતો લેશ જરી હુ
વદો શાને વાણી તમ જીવન નાથ ન મળે
મને લાગે છે કે રજ કથનમા સત્ય નવ છે ૧૧

કૃપા હું વાંછું છું મુજ શરણુ સ્વીકારજો
પ્રભો આ ઇચ્છા છે તમ જીવનનો નાથ કરજો
સુંવાળી આ કાયા મૃદુકુસુમના પુંજ સરખી
તપે તે જ્વાળામાં કેમ રહી શકું દ્રવ્ય નિરખી ૧૨

મંદાક્રાન્તા

ભોળારાજા કથન સુણતાં ઉદ્‌ભવે હાસ્યવૃત્તિ
શું ઇચ્છે છે તરૂ નિરખવા બીજની ના પ્રવૃત્તિ
જાણી લેજે મુજ કથન અરે નાથ તારેજ ક્યાં છે
મારો સ્વામી ક્યાંથી થઇ શકે જો અનાથીજ તું છે ૧૩

શાને ભાખે મગધ સરખો દેશ મારે ઘરે છે
રૂદ્ધી સિદ્ધિ સહિત સઘળા મુઝ પાએ પડે છે
આજ્ઞારી, રસ ભવનમાં રમ્યરાણી બિરાજે
સાચું કહું તો જગતભરમાં નાથનો નાથ જાણે ૧૪

શાર્દૂલવિક્રિડિત

કાદવથી ધોવાય પાદ કરશું ધોળા બને કોયલા
સંસારી સુખ પામશે દુઃખ થકી સ્વામિત્વ સાચુ ન ત્યાં
નાથાનાથ વિચાર ભેદ સઘળાં એ કોણ શોધી શકે
રાજા સાંભળ આજ કર્મ કે જે પછી વાતને કરે ૧૫

હરિગીત

કોશંબી નામે એક નગરી સ્વર્ગ સમી સોહામણી
રૂદ્ધી અને સિદ્ધિ ભરી જાણે દીસે અમરાવતી
મુજ તાત ધન સંચય હતા તે નગરશેઠ પુરી તણા
નિજ ધર્મ જીવન ગાળતા દુઃખ દીનના બહુ કાપતા ૧૬

માલિની

વરસ વિપળ સરખાં જાય છે સાહ્યબીના
પ્રિયજન બહુ ચાહે માતને તાત ભ્રાતા
પ્રણુય કલહ પાઠો પત્ની પ્રીતે પઢાવે
અકથ વિભવ સુખડાં ઈંદ્રિયોને નચાવે ૧૭

લલિત

નવ ફરી શકે કર્મ પૂર્વના
કદી ટળે નહી દુખ દોહયલાં
દરદ એક દિ આંખમાં થવું
મરણ જીન્દગીથી ભલું ગણું ૧૮

મદ્રાકાંન્તા

મારી પત્ની કમલ કરથી સ્પર્શ શીળો કરાવે
મારી માતા નયન દુચમાં શોકના આંસુ સારે

દુઃખી થાતા સ્વજન સઘળા લાગણી દાખવે છે
પીડા ભારે સહન થતાંના કેમ જીવાય ત્યારે ૧૯

સગ્ધરા

સોહંન્તા એક રાત્રી શશિસહ ગમને આત્મ શાન્તી પ્રસારે
સૂતી ત્યાં રૂપ રંભા રડી રડી શયને શોક નિશ્વાસ નાખે
મીંચાઇ આંખ સ્વપને સરવર પરથી દિવ્ય સંગીત આવે
દીઠા મેં ભવ્ય આત્મા મુજપર નયનો, ઠેરવી આમ બોલે ૨૦

શાર્દુલ વિક્રીડિત

રે ભોળા ગભરાય આમ દરદે આવે દયા આસમે
નાહીલે પ્રીય આજ માનસરમા તાપો બધા ત્યાં શમે
જાણીલે જગ જામ આભ્રમણની છે ભૂલ ભૂલામણી.
લોકો ત્યાં અટવાય છે પળપળે એ વાટ બીહામણી ૨૧

શોભે શું શરણું અનાથ જગમાં છે ઝાંઝવા નીર એ
નોધેલા પડ દુઃખ દૂર કરવાં તું છોડ આ સંસારને
તારૂ છે ન કોઇ આ અવનીમાં તું કોઇનો નાજ છે
માટે સામ્યજ સાંધ સર્વ જીવથી સીદ્ધાત સાચોજ એ ૨૨

આત્માને નવ આદિ અંતગણને જયાં જ્ઞાન કૈવલ્ય છે
તે આત્મા તણી શોધ ખુબ કરવા એકાન્ત તું સેવજે
છે બાળી અરિ રાગદ્વેષ સઘળા પામ્યા મહા સ્થાને,
એનુ શર્ણુ સ્વીકારતા બધુ મળે હા નાથ ત્યાં તું બને. ૨૩

માલિની

મધુર મધુર પંખી ગીત ગાતાં પ્રભાતે,
પ્રિય જગ હિત અર્થે સૂર્ય પાંખો પ્રસારે
ઝળક ઝળક કિરણો આંખમાં હાસ્ય રેડે,
મૃદુ પ્રિય સ્પર્શે નાસતું દર્દ વેગે. ૨૪

મંદાકાન્તા

જાગ્યા જાગ્યા સહુ સ્વજનની માનતા ફરી છે,
ને અન્તે આ અભય થઇને સ્વપ્ન વાતો કરીયે;
રે સંસારી સહજ દુઃખ રોદણાં રોઈ લેજે,
નિર્માયો હું પ્રભુ જીવનનો પંથ સ્વીકારવાને ૨૫

ભોળા રાજા વિવિધ વનને ર્‌હાડ ર્‌હાડે ફર્યો છું,
ચૂકયો ના છું અમર પદનું ધ્યેય ને ધ્યાન ઊંચું;
આજે મેં તો તુજ સમીપમાં ભૂત ખોખાં ઉતાર્યાં;
લેજે કાંઈ શ્રવણ કરીને બોધ મારી કથામાં. ૨૬

અનુષ્ટુપ

ધન્ય હો ધન્ય હો પુણ્યાત્મા મને માફ કરો પ્રભુ
દાસનો દાસ હું તો છું કહી રાજા સંચર્યો
શીખશે સુણશે ગાશે એનું શ્રેય જગ થાશે,
ઋદ્ધિસિદ્ધિ યશ મળે ઉત્તમ શાંતિ સાધશે. ૨૭

અનાથી મુનિ આ જગતમાં પોતાનું કર્તવ્ય પૂર્ણ કરી. જગતને બોધપાઠ આપતા ગયા. અને સંસારની

મે. ન્યાયાધીશ સાહેબ

## શ્રીયુત નાનાલાલભાઇ જેઠાભાઇ દેશાઇ. હાલ પાલનપુ



જેઓશ્રી મારા ખાસ મીત્ર છે અને મારા કાર્યમાં તેઓ ઘણાજ ઉપયોગી નિવડયા છે તેથીજ મીત્રની મીત્રાચારી કાયમ રહે એ નિમીત્તે તેઓશ્રીએ પોતાનો ફોટો મારી બુકમાં મુકવા જે ઉદારતા બતાવી તેથી તેઓશ્રીનો રૂણી છું અને સદા મીત્ર સીન પ્રતિદીન વૃધ્ધિ પામે એ ઇચ્છુ છું.

લી. ભોગીલાલ કર્

વિચિત્ર ઘટના કેવા પ્રકારની છે, તે જગતના માયા વિ. પામર જીવોને સમજાવતા ગયા. જયારે મનુષ્ય પોતાનું કર્તવ્ય પોતે સંપૂર્ણ સંતોષથી અને શાંતિથી સાધવા નિશ્ચય કરે છે. ત્યારે કોઈપણ વસ્તુ જગતની તેને લલચાવી શકતી નથી. આ ઉપરથી જરૂર સમજશો કે અનાથી એક રીદ્ધિસિદ્ધિ વૈભવશાળી નગરશેઠનો પુત્ર હતો, પણ ભાવિ નિર્માણ થતાં અનાથનો સનાથ થયો. વંદન હો એવા મહા પુરુષને.

—o—

## પદ ૧૩૧ મું.

*

## નેતાઓ ને નાયક મોટા

લાવણી

નેતાઓ ને નાયક મોટા સૌ સૌનુ સંભાળે રે
કેમ કઇ દીશામાં આજે તે આજ ન કોઇ વિચારે રે
પદવી ધારી આજે સતો અને મોટા મોટા નેતારે
પક્ષાપક્ષીમાં સૌ ડુબે હૃદયથી ન કોઇ જોતારે ૧

ભૂતકાળના ભડવીરો એ નામ જુઓ દીપાવ્યાં રે
સેવા દાઝ હતી જેને હૈયે તેને યશધ્વજ ફરકાવ્યા રે

આજ જુઓ જળ વિના જેવી મીન બિચારી મરતી રે
સમાજની સ્થિતિને તપાસો વસ્તી આજે ઘટતીરે ૨
જ્ઞાન મળે નહી પ્રેમ મળે નહી ધર્મ તણી નહી ધગશ મરે
કઇ રીતથી વધશુ આગળ વિચાર કોઇ નવ કરે રે
જયા જુઓ ત્યા છે ખૂશામત મોટાઓ ત્યા મોહ્યા રે
ગરીબ કેરી દુ:ખ વાદળી કેવી રીતથી કહો ટળે રે ૩
સમાજ સ્થિતિ વિચાર કરજો નવયુવાનો સાથ રહી રે
માન પાનનો ત્યાગ કરીને દુ:ખ પડે તો લેજો સહીરે
સમાજની દુર્દશા વિચારી અંધ શ્રદ્ધા હવે દૂર કરોરે
કહે ભોગીલાલ નવયુવાનો કમર કસી હવે કુચ કરોરે ૪

---

## પદ ૧૩૨ મું.

( ભાઇ શ્રી જયંતીલાલ મોહનલાલ ઝવેરી )

## દીર્ઘાયુ હો દિવાળી

ગઝલ

જનતા જણાય ઘેલી, આવે રૂડી દિવાળી;
યશ કીર્તિ ને કરૂણા, ભાવે ભરી દિવાળી. ૧

નયનોથી નૂર નીરખી, દીલડા ભલા ડોલાવે,
તીર્થો તણા પ્રભાવો, કરતી રહી દિવાળી. ૨

લાભો લખે સવાયા, આનંદ રેલ રેલે,
લક્ષ્મી પૂજન કરીને, ઊજવે સૌ દિવાળી ૩

મોજો અનેરી માણે, મિષ્ટાન્ન ને ગૃહીને,
હઇયુ કરે પ્રફુલ્લિત, દીવા કરે દિવાળી. ૪

નજરે નૂતન બધું છે, ઊષા ઊગે અનેરી,
લાવણ્ય ને લહીને, અનૂપમ રહો દિવાળી ૫

લહેરો અનત વાયે, સૌન્દર્યને દીપાવે,
ઝલકી જગત દીપાવે, આવી નૂતન દિવાળી ૬

વેપારી વર્ષ ઇચ્છે, અતિ લાભ શુખકારી,
રીઝે જયંત આજે, દીર્ઘાયુ હો દિવાળી ૭

---

## પદ ૧૩૩ મું.

*

## જીવનના રંગ ન્યારા

### ગઝલ

અજબ લાગે બધી સૃષ્ટિ, પ્રણય રંગો અધુરા છે;
છતાં પ્રેમાંધ કહે છે કે, જીવનના રંગ ન્યારા છે.

### સાખી

સુખ સુખ શું કરો, દુઃખ બધે દેખાય,
સુખ પાછળ દુઃખ છે, તે ના કદી સહેવાય
અમે તો અશ્રુ સારીએ, કહો તે જળની ધારા છે,
ભવિષ્યને સમજનારા, જીવનના રંગ ન્યારા છે ૧

### સાખી

તડકા ને છે છાંયડા, સુખ દુઃખની એ ધાણુ
રવિ કદી ઘેરાય તો, થાય તેની પિછાણુ જીવનના ૨

---

## પદ ૧૩૪ મું

### અભિલાષા

ભૂલેલા આ પ્રવાસીને, પ્રભુ કઇ ધર્મ બતલાવો,
પડ્યો છુ અંધ ખાઇમાં, ભલા કંઈ મર્મ બતલાવો. ૧
નયન ખોલીને જોઉં તો, જગત આ શૂન્ય ભાસે છે;
તમારો પ્રેમ મેળવવા, હૃદય મારુ જ તલસે છે. ૨
દિવાળી દુઃખની ઊભી, પુરાણો છું જ અંધારે,
સૂકાતી ભૂમિકા કાપી, પલાળું અશ્રુને ધારે. ૩
નથી આત્મા હૃદયને, જઇ એ કયાંય અરે પેઠો,
ધરું અભિલાષ દર્શનની, દયાળુ હું શરણુ બેઠો. ૪

---

## પદ ૧૩૫ મું.

*

# દીવ્ય બંસી

ગઝલ

વંદ્રાવનની કુંજ ગલીમાં. મોહન બંસી બજાવે,
બંસી કેરા નાદ સુણાવી, ભૂમિ સ્નેહે ગજાવે ૧

સાગર કાંઠે ઝોલા ખાતું, નાવ સુપંથે ચલાવે,
વર્ણનીતિની નૌકા જાણી, સાગર પાર ઉતારે. ૨

નંદ કે લાલા મોરલીવાલા, બંસી ધૂન મચાવે,
આ દુનિયાના અજબ તરંગો નવીન રંગે રેલાવે ૩

હરી વિના જરા નવ ચાલે, તું ધર્મજ્યોતિ જગાવે,
મથુરાના ઓ વહાલા કનૈયા, તું ગીતા જ્ઞાન બતલાવે. ૪

---

## પદ ૧૩૬ મું

# કવિઓનું સાચું ધન

શાર્દુલવિક્રિડિત

( રા કાલિદાસ કૃત )

કવિતા લખી કવિ નર્મદે, પંકાયા એ સૌ વિશ્વમાં:

સંતોષ ધન કમાયા કવિઓ, પાઇ મળે ન પાસમાં.
કવિતા કૃતિ દયારામની, મીટાવ્યા અજ્ઞાનને,
ભક્તિ રસ સીંચ્યો જગતમા, વેચી નિજ ઘરબારને. ૧

કવિતા જૂઓ મીરાં તણી. વશ કીધા જેને શ્રીહરી;
અધિકારી જન સૌ ચેતવ્યાં, રહ્યા જંગલ મંગલ કરી
કવિતા જૂઓ ભક્ત નરસિંહ તણી જેને હરિ મેળવ્યા,
જેના દીલડા શુદ્ધ સમજો, શુદ્ધ ભક્તિથી કેળવ્યા. ૨

રે રે તું કવિતા ખરી, જન તણુ મન રંજન કરે,
પોકારીને જગત સો, તારી સેવના નિત્ય કરે.
કવિતા જૂઓ અધ્યાત્મની, જેને આત્મપદ તો મેળવે,
સાચા હૃદયના ભાવથી, સાચી કવિતા જો કેળવે ૩

કવિતા કવિ કાળીદાસને, ભાવે સાચા ભાવથી,
વિના દ્રવ્ય તું દુઃખી કરે, કીયા પરભવ પાપથી.
કવિઓની સ્થિતિ સદા. કંગાલીયતથી શોભતી,
સાચા કવિઓ જે સદા, જેની મસ્તજીંદગી ઓપતી ૪

## પદ ૧૩૭ મું

*

# પ્રેમ હી મધુરા

### ગઝલ

(બાબુભાઈ આર. પાટણકર)

પ્રેમ હી મધુરા પ્રેમ હી અમૃત, પ્રેમ હી પ્રેમ ભરા હે,
પ્રેમકી સરીતા, પ્રેમકા સાગર, પ્રેમસરોવર પ્રેમસે ભરા હૈ ૧

પ્રેમ હી પુષ્પ પ્રેગ હી પરીમલ, પ્રેમ કી સબ દુનિયા હૈ,
પ્રેમ હી સુધા પ્રેમ હી જીવન, પ્રેમ સે સબ વિશ્વ ભરા હૈ ૨

પ્રેમી મુસાફીર પ્રેમ ભિક્ષુક, શુદ્ધ પ્રેમ કી ભિક્ષા યાચત હેં
પ્રેમ કી નૈયા પાર કરા દો વોહી હૃદય કી આશા હૈં ૩

---

## પદ ૧૩૮ મું.

*

# જે ઘરમાં હસતી સુંદરીઓ

જે ઘરમાં હસતી સુદરીઓ, તે ઘરમા કમલા કલ્લોલ કરે,
જે ઘરમા રોતી શ ખણીઓ તે ઘરમા ન લક્ષ્મી વાસો કરે
સતી સુકન્યા સાવિત્રીના, પાઠ રદયમા જે દીલ ધરે,
પતિ પરાયણ સાચી પ્રેમદા, મૃત પતિને સજીવ કરે જે ૧

નીજ પતિના સુખદુઃખમાં, સતી સદા આનંદ લહે,
ગંભીરતા જ્યાં દીલમાં એવી ઘરની વાત ન બહાર કહે
પ્રેમ સરીતમાં ઝીલાવી, પતિ દીલ સંતોષ કરે;
દૈવી પ્રેમ અનોપમ એવો જેની સુવાસ ચોમેર પ્રસરે. જે ૨

પતિની આવક ઉપર જાવક, સતિ સદા તે ખ્યાલ ધરે;
સાચી ગૃહિણી તેને સમજો, કરકસરથી નીભાવ કરે. જે ૪

ભોજને માતા, શયને રંભા, વાતચીતમાં મીત્ર બને,
મહામાયા જેની અલૌકિક, દેવો જેનાં વખાણુ કરે. જે ૫

ભાગ્ય વિના એવી સહચરી, જગતમાં મળતી જ નથી;
સાચી ગૃહીણી વિના કદી, જીવનની કીંમત નથી જે ૬

કંથ-કામીનીની જોડ જગતમાં સદા યશસ્વી તો મળજો,
કહે ભોગીલાલ દંપતી જીવન આદર્શ રીતે કેળવજો. જે ૭

---

## પદ ૧૩૯ મું.

*

## દુઃખ ન દિલ ધરીએ

દુઃખીયા દુઃખ ન દીલ ધરીએ;
જોઇ સમય વિચરીએ. દુઃખીયા૦
સૌ સગા સહોદર જોયાં,

જેનાં કલદારે મન મોહ્યા;
એવાથી દૂર જ ખસીએ દુઃખીયા૦ ૧

જ્યાં પ્રેમ સરીતા વહાવી,
દીલ વાત નહિ છૂપાવી,
એ હેહથી (આજે) આંસૂ ભરીએ દુઃખીયા૦ ૨

પિતૃ ભક્તિ પ્રેમે વસાવી,
દીલ આશા બધે વિસરાવી,
તો એ મેંણું નીત્ય સાભળીએ દુઃખીયા૦ ૩

સ્વસુર સગાંઓ નિહાળ્યાં,
ઊજળાં તે સૌ પય ભાળ્યા,
નહિ પ્રેમ ભાવ દિલ કંઇ એ. દુઃખીયા૦ ૪

ઘણા મિત્રોને આગે વધાર્યા,
નીજ બંધવ સમ સંભાળ્યાં,
આજે તે સામા જોઇએ દુઃખીયા૦ ૬

અનેક રંગ આ દુનિયાના જુદા,
સ્વાર્થમય જન સમજો બેહુદા,
મનુષ્યનુ દિલ ઓળખીએ દુઃખીયા૦ ૬

જીવનમાં પલટા અનેક જોયા,
ભોળપણમાં નાણા અનેક ખોયા,
તોએ આજે સહુથી ડરીએ દુઃખીયા૦ ૭

મિત્ર સગાએ કોઇ આજે અંતરથી,
નવ દીધું આશ્વાસન શુદ્ધ મનથી;
તોએ મદદ તેને કરીએ. દુઃખીયા૦ ૮

જીવન રંગ અનેક વિતાવ્યાં,
સાર અસારના સાર સમજાયા;
કહે ભોગી જેમ પ્રભુ રાખે તેમ રહીએ. દુઃખીયા૦ ૯

---

## પદ ૧૪૦ મું

*

### જશોદાજીનો કૃષ્ણ પ્રત્યે ભાવ.

કૃષ્ણ કનૈયા બાળક્રીડા, તું હવે ભૂલી જજે;
વિશ્વનો તું ભાગ્યવિધાતા. શારદા ઉર સ્થાપજે.—૧

વૃંદાવન કેસરી તુ, બંસરી લત છોડજે,
બન ઉપાસક વિદ્યાતણો. તું માતૃશિક્ષા માનજે.—૨

બ્રહ્મચર્યના જીવન મહીં,:નીજ વિદ્વતા વિકસાવજે,
ભારતના સંતાનને તું, નીતિપાઠ પઢાવજે.—૩

શિખ કૃષ્ણને દે છે જશોદા, જીવન સંસ્કારી કરો,
મૈયા સુણો ભારતતણી, અજ્ઞાનતાને પરહરો—૪

કેળવી નિજ બાળને, બ્રહ્મચર્ય મજબુત કરો,
નવિન વર્ષની યાદીમાં, જીવન મહીં અમૃત ભરો —૫

(ભોગીલાલ)

—+—

## પદ ૧૪૧ મું

## ગમ્મતનો ખજાનો

રાગ (લાવણી) નરસીંહ મહેતા ભક્ત હરીજન

ગમ્મત કેરો કહુ છું ખજાનો. એક ચિત્તે સૌ શ્રવણ કરો,
લટકો શોભે બટુકકેરો, ઝટકો શોભે રાઠોડનો-૧

કાઠિયાવાડીની રીસજ જબરી, રાધણીએ શોભે ભઠીયારી,
અલેખ જાગાવે અતીત મોટી, દવાજ અકસીર ફકીરની-૨

સ્નાન જુઓ તો ગંગાકેરૂ, યાત્રા શોભે જગન્નાથની
સેવા તો છે શીવજી કેરી, દરશન માયા શ્રી કૃષ્ણની-૩

બાણુ જુઓ તો અર્જુન કેરૂ, ગદા જુઓ તો ભીમતણી,
જોશ વખાણે સહદેવ કેરા, કાયા શોભે નીકુળની-૪

ધર્મધ્વજ યુધિષ્ઠિર કેરો, સત્ય શોભે હરિશ્ચંદ્રનુ,
અહં ઘણો દૂર્યોધન કેરો, હુંપદ રાજા રાવણનુ-૫

નીર જુઓ તો સાગર કેરૂ, ફાળ જુઓ હનુમાનની
રાજજ શોભે રામજી કેરૂ, લ્હેર જુઓ તો પવનતણી-૬

વર્દીન જુઓ તો ઈદ્રિદેવનુ, સતીપણું સીતા તણુ
જતીપણુ શ્રી શીવજી કેરૂ, વેર જુઓ તો વાલીતણુ-૭

શ્રાપ જુઓ તો પરિક્ષીત તણો, વીર જુઓ દશરથ કુમાર,
વિલાપ તો ઓત્રાદેવીનો, સુણતા આવે અશ્રુધાર-૮

ચીર અનુપમ દ્રૌપદી કેરાં, પાડવ કેરો તો વનવાસ,
મત્ર જુઓ તો દુર્વાસાકેરો, કીર્તિ નાયા સુરતી ધાર-૯

મસ્તક જુઓ રાવણ કેરાં, બાણાસુરના મજબુત હાથ;
શીતળતા ચદ્રમા શોભે, રાજા નળનુ રૂપ અપાર-૧૦

અનીરુધની ભુંગળ શોભે, ઓખાનુ માળીયુ વિચાર,
સહીયરપણું ચિત્રલેખાનું, કુખ તો દેવકીજી ધાર-૧૨

સુખ અનુપમ મામણું શોભે, સુખ મનોહરીનુ દીલધાર,
વાયદો તો અગસ્થ ઋષિનો, દાનેશ્વરી શ્રી કર્ણ અવતાર-૧૨

ભક્તિ તો વીભીષણની ભાઈ, સમાધી શીવની સુખકાર,
ઘાટ શોભે સોરઠ કેરા, શ્રાધ ગયાનુ દીલ વિચાર-૧૩

વડ શોભે શ્રી પ્રયાગ કેમા, પાખ ગરૂડની ઉત્તમ ધાર;
ચાચ જુઓ તો હસની ઉત્તમ, કોયલ કેરો ઉત્તમ સાદ,-૧૪

ભાજી તો છે વીદુર કેરી, તાંદુલ સુદામાના વિચાર
જપ જુઓ તો સન્યાસીના, તપ શોભે ધવજીના ધાર-૧૫

ખેતર શોભે ધના ભગતનું, મોસાળુ મહેતાનુ જાણ,
ઓચ્છવ શોભે દ્વારકા કેરા, જ્યાં ફરતી ગોકુળની આણ-૧૭

નગરી શોભે મથુરા મોટી, ભલ ભલી પૃથ્વી વિચાર,
ધર્મજ શોભે સત્યમાં બાપુ, જુઠ વસે કામનિજ દ્વાર-૧૭
સૃષ્ટી તો બ્રહ્માજી કેરી, ગૌસેવા તો કરે ગોપાળ,
ભકિત તો ઇશ્વરની બાપુ, પ્રેમે વરણુવે ભોગીલાલ-૧૮

---

## પદ ૧૪૨ મું.

*

( રૂડી શોભે શરદની રાત, )

રૂડી શોભે શરદની રાત સખીરી જોને
શોભે શરદની રાત—એ ટેક.

શશી શીતલતા અંગમાં મુજને
આજે આનંદ અપાર
કોયલના સુંદર ટહુકામા
સુણુ પીયુ પોકાર—સખીરી જોને ૧

પુષ્પ ઘટા અણુસુલ ખીલી
ખીલી જોબન કેરી બહાર
હ્રુદયના માળી વીન જોબન
જળ વીણુ આજે સુકાય—સખીરી જોને-૨

અનેક આભૂષણુ મેં ધરીયા,
સજયા મેં શોળ શણુગાર

પીયુ પ્રેમને પોષવા માટે

સેવા કરૂ સુખકાર—સખીરી જોને-૩

જળ વિના માછલી જેમ મુઝાતી.

તેમ મુઝાઉ દિન રાત,

કોયલ ટહુકા પીયુ પીયુ કરતી,

તેમ વધતો ઉચાટ—સખીરી જોરે-૪

આશાભરી હુ આવી સ્વસૂરે,

પતિ જોવા ને કાજ;

તોએ હૃદયવાસી હજુ નવ પધાર્યા.

મારા શીર તણા શીરતાજ—સખીરી જોને—૫

સાખી

શાને મુઝાએ બેનડી મારી

જેની જુએ તું વાટ

એ અલબેલો આવે મલપતો

આવે તુજ હૃદયનો નાથ—સખીરી જોને—૬

સૈયર બેન રખે વીસરતા

પીયુની પ્રેમ સાથ;

પળ પળ હું તો હૃદયથી ઇચ્છુ,

સુખી બનો સંસાર—સખીરી જોને—૭

સાખી

અનુપમ ભાવના બેવડી મારી,

સુણી થઇ અંતર ન્યાલ,

દંપતી જોડ રહો સુખી,

એમ ઇચ્છે ભોગીલાલ—સખીરી જોને—૮

# ફુલની પાંખડી

## પદ ૧૪૩ મું

( ઢાળ-પ્રીતમ પરાહુના મહારાજ, )

ફૂલની પાંખડી હ્યો પ્રાણુ,
ઉરની એ અધુરી લ્હાણુ;
અમીમય આંખને અહેશાન,
ફૂલની પાંખડી હ્યો પ્રાણુ ....એ ટેક

સ્વજન સ્નેહનાં ઝરણુ રેલે,
દિલ દરિયાવ અહો એ ઝીલે;
પ્રાણુ પાંખડી ખીલી રહે
ત્યાં બીજાં શાં સન્માન !—ફુલની....૧

છલકાતા રસભાવ તરંગે,
પ્રકાશ પરિમલ ઉછળે અંગે;
પ્રફુલ્લ આત્મ કમળ ઉઘડે,
ત્યાં બીજાં શાનાં દાન !—ફુલની....૨

અનંત દિલપર વ્હાલાંરે મ્હાલે.
અમર વેલ સુરતરૂ રસ ઝુલે;
પ્રીતિ લક્ષ્મી પ્રાણુમય પ્રગટે,
ત્યાં પ્રભુતાનાં રસપાન !—ફુલની....૩

દૃષ્ટિ યોગમાં મધુરૂ હસતાં,
વહાલ ઉભળકે અધુરૂ વિસરતાં,
રસિયા જન કલ્લોલ કરે,
ત્યાં આધીનતાનાં તાન!—પુલની...૪

પ્રાણ સમા પ્રિય જનને પરિચય,
રૂમ ઝુમતું અમ જીવન રસમય,
એમાંની આ એકજ—
ફૂલની પાંખડી લ્યો પ્રાણ,—૫

ઉરવી એ અધુરી લ્હાણ;
અમીમય આંખને અહેશાન,
ફૂલની પાંખડી લ્યો પ્રાણ!... ૬

---

## બજાવે બંસરી હાં હા.

### પદ ૧૪૪ મું

ગજલ

વંદ્રાવનમાં એ કનૈયો, બજાવે બંસરી હાં હાં.
જગાવે ઉરની જ્યોતી, બજાવે બંસરી હાં હાં.—૧
પઢાવે પાઠ પ્રેમનો એ, બજાવે મસ્ત આ દુનીયામાં.
ન પરવા કોઇની કરતો, બજાવે બંસરી હાં હાં—૨

સૌ ગોપી મળી સાથે, જતી એ કૃષ્ણ સેવામાં.
સૌ મશગુલ બની રહેતી. સુણીને બસરી હા હાં.–૩

આવા જાદુ ભર્યા નયનો, ચમકાવે પ્રેમની જ્યોતિ.
શિતલ સમા સૂર બસરીના, બજાવે બસરી હા હા.–૪

બનતી સો ગોપીઓ ઘેલી, મેળવવા શુદ્ધ પ્રેમની જ્યોતિ
કહે ભોગી સહુ ગોપી. બને સૌ બ્હાવરી ત્યા ત્યા–૫

---

## કહો બોલું કે ન બોલું

### પદ ૧૪૫ મું.

*

ગઝલ

હ્રદય ઉદગાર અંતરના, કહો બોલુ કે ન બોલુ.
જવાળા મુજ અતરની, કહો બોલુ કે ન બોલુ.–૧

ધરી ગંભીરતા મેં બહુ, અનેક કષ્ટોને વેઠી.
છતા ધીરજ હવે ખુટી, કહો બોલુ કે ન બોલુ–૨

રમ્યા જમ્યા નિત્ય સાથે કરી વાતોજ મનમાની.
દીધાતા કોલ હૈયાના, કહો બોલુ કે ન બોલુ–૩

ગણ્યો વિશ્વાસ વચનનો મે, ધરીના તમથી જુદાઇ.
છતાં જોયુ નજરથી કંઈ, કહો બોલુ કે ન બોલુ-૪

---

## પદ ૧૪૬ મું

*

# સેવાનો ધર્મ સ્વીકારો

(જ્ઞાણની રીત કોણે જાણી—એ ઢાળ)

[મળેલું)

સેવાનો ધર્મ સ્વીકારો સાહેલીઓ,
સેવાનો ધર્મ સ્વીકારો એ ટેક
દુનિયાના ધર્મની સેવાજ ચાવી,
ઉઘાડો પ્રેમ પટારો સાહેલીઓ;
સેવાનો ધર્મ સ્વીકારો—૧

જાતભાતના ભેદને કલેશ સહુ છોડી,
એકતાની લ્હાણી સ્વીકારો સાહેલીઓ ?
સેવાનો ધર્મ સ્વીકારો—૨

ભૂખ્યાને ભાખરી ને તરસ્યાને પાણી,
અંધાને પડતા ઉગારો, સાહેલીઓ ?
સેવાનો ધર્મ સ્વીકારો—૩

દઇને દીલાસો દુઃખી હૃદયને
શાંતિની વાત વિચારો સાહેલીઓ ?
સેવાનો ધર્મ સ્વીકારો—૪

પ્રેમી પ્રભુને પામવાને માટે,
સેવાનો શ્રેષ્ઠ સિતારો સાહેલીઓ ?
સેવાનો ધર્મ સ્વીકારો—૬

---

## પદ ૧૪૭ મું

*

## પિતાની પ્રાણ આંખ્ય મ્હારે સાહેલડી

(થનગન વનમાં નાચે વસંતડી—એ ઢાળ)

(મળેલું)

પિતાની પ્રાણ આંખ્ય મ્હારે સાહેલડી ?
માતાની ભવ્ય રેખ ઉજળી રે...૧

ભગિનીની સ્નેહ જ્યોત મ્હારે, સાહેલડી ?
ભ્રાતાની લાડકોડ ઉજળી રે...૨

નયને નચાવતી બ્રહ્માંડને, સાહેલડી ?
સાગરના નીરને ડોલાવતી રે....૩

પ્રેમલ પરિમલ પાથરી, સાહેલડી ?
જીવનનાં ગીત ગહન ગુંજતી રે...૪

ગુણિયલ ગભીરી ધીર ગૃહિણી, સાહેલડી ?
રસિકા એ કવિતા પ્રદેશની રે...૫

નિત્ય નિત્ય ઓજ ઝગી નવલા, સાહેલડી ?
રાણી ઉર-આત્મકેરી રાજતી રે...૬

ઉષા ને ચંદા શી સહિયરે, સાહેલડી ?
રમતી ને રાસરસ ઝીલતી રે ..૭

આત્માનાં કલ્યાણપાન પીતી, સાહેલડી ?
ને દેહના દિદાર સુખ લેખતી રે....૮

---

## પદ ૧૪૮ મું.

*

(મળેલું)

### ૦ મધુરી મોરલી

મધુરી શી મોરલી બજાવજે કનૈયા,
જમનાનો ઘાટ ગજાવજે કનૈયા.....મધુરી—૧

રંગીલો રાસ રચાવજે કનૈયા,
ગોપીઓની સાથ નાચ નચાવજે કનૈયા....મધુરી—૨

મોરલીમાં મોહ્યા મુનિ યોગી કનૈયા,
　　મોરલીમા મોહ્યા શંકર જોગી કનૈયા ...મધુરી—૩

મોરલીમાં શ્યામે એ શું દીઠું કનૈયા,
　　મોરલીનું બાણ વાગ્યુ મીઠુ કનૈયા.... મધુરી—૪

મોરલીના શબ્દે મોહી ગોપી કનૈયા,
　　ભાન ભૂલી મર્યાદાને લોપી કનૈયા.... મધુરી—૫

મોરલીના નાદે બ્રહ્મા ભૂલ્યા કનૈયા,
　　સાવિત્રી સહી બ્રહ્માસન ડોલ્યા કનૈયા. ...મધુરી—૬

મોરલીમા ડોલ્યા તરૂપાન કનૈયા,
　　મોરલીમાં નાચે થેઇ થેઇ કાન કનૈયા. ..મધુરી—૭

મોરલીમા ઘેલા અમને કીધાં કનૈયા,
મોરલીમા મનડા હરી લીધા કનૈયા,
　　　　મધુરી શી મોરલી બજાવજે કનૈયા—૮



## પદ ૧૪૯ મું.

*

# રંગ હું તો ભૂલી

(મળેલુ)

( જોયા જગત ઘુમી એક જોગીરાજનેએ ઢાળ )

સાથયો પૂર્યો ને મહીં રંગ હું તો ભુલી,
ભૂલ્યુ ભૂલાય કેમ એમ ? અલબેલડી ? સાથિયો.

બાગમાં ગુલાબ એક ખીલી રહ્યો 'તો,
જોયુ મહીં એક રૂપ, અલબેલડી ? સાથિયો.

ઊંચે આકાશ એક ખરતો તારલીઓ,
સુંદર દીઠું એક રૂપ, અલબેલડી ? સાથિયો.

આવ્યો આકાશ નવ ચન્દ્રમા ઊગીને,
દીઠુ મહીં એક મુખ, અલબેલડી ? સાથિયો.

કોયલડીએ આમ્રકુંજ કંઈ ગાયુ,
સુણ્યો મહીં એક બોલ, અલબેલડી ? સાથિયો.

અંગુલિના સ્પર્શ મમાં ફૂલડા અડ્યા અંગ,
નાઠી હું ઓરડે એકાન્ત. અલબેલડી ? સાથિયો.

## પદ ૧૫૦ મું

*

## ધર્માધ્યક્ષના ધતીંગો

(૧)

ધર્માધ્યક્ષ ધતીંગો તારા  હવે જરીયે નહી ચાલે
આજ સુધીના કર્મો કાળાં તારા અમ અંતર સાલે
અજાણ્યાં તું જ દંભી જાળ
અમે ફસાયા ઘણીએ વાર

(૨)

પવિત્ર જાણી પૂજ્યો તુજને ગુરુ ગણીને દીધું માન
અમે ઠગાયા તારા ઠાઠે ભજીયો જાણીને ભગવાન
તારા પાપી ઘણાએ દીન
પોષ્યા પૂરી સમજણ વીણ

(૩)

પાખંડોના ઘટ ચીરાતાં પ્રગટ થયા સૌ તારાં પાપ
જાગ્યા, સમજ્યા, હવે અમે તો ખા શુ લેશ ન તુંથી થાપ
જ્ઞાન સૂર્યનો થયો પ્રકાશ
અંધકારનો કીધો નાશ

(૪)

વહેમતણાં વાદળ વીખરાયા ચેતન વાઃ વાતા બહુ જોશ
મમતા તારે માટ હતી તે ઉડી ગઈ દૂર સો સો કોશ
તારા પરનો સૌ વિશ્વાસ
અમ અંતરથી પામ્યો નાશ

(૫)

જગ મીથ્યાની જુઠી વાતે સુકવીયો સૌ જીવન રસ
કર્મકાંન્ડ ને તત્ત્વજ્ઞાનના રગુમા તે રખડાવ્યા મસ
એમ દોરવી અવળી વાટ
ઘડયો બરાબર તે અમ ઘાટ

(૬)

રાસલીલાના બ્હાના હેઠલ રમણીશીયળ કીધાં ભ્રષ્ઠ
વિલાસ વૈભવ ને વ્યસનોએ કર્યાં ધર્મનિતિને નષ્ઠ
સાધુનો તે લીધો વેશ
અંતર તારૂં કાળું મેશ

(૭)

સેવાઃ માયા, દયા બહારથી પ્રપંચતાને પડદે કામ
સ્વાર્થ કામ શોષણ કરવાને પરરંગી ગણ્યા ગુલામ
પાડે માનવમાં વિચ્છેદ
ધર્મ વિષે આ એવા ભેદ

(૮)

શ્રદ્ધાળુ તુજ અનુયાયીમા ભર્યું ધર્મનું અંધ ઝનુન
ભાઈભાઈમાં વેર કરાવી કંઈક કરાવ્યા લાખો ખૂન
એથી વહેતી શ્રોણીત ધાર
એ ધર્મે શાનો ઉદ્ધાર

(૯)

મીઠી મોક્ષ તણી વાતોએ, ભરમાવ્યા તે ભોળા જન
હરણ કર્યો ના ધોખો જરીએ હરણ અમારા કીધા ધન
તુજ નરકની જો છે ખાણ
તો કરવાનો શું કલ્યાણ

(૧૦)

ભુખે જીવ અમારો જાતો ભાત ભાત તું ભોજન ખાય
મોટરમા તું મ્હાલે ત્યારે, જોડા વિના અમારા પાય
અમ અંતરને તું પર પ્રેમ
ટકે કહે તે ઘડીએ કેમ

(૧૧)

પૂજન તારા કરીએ શાને કેમ યાચીએ તારી મ્હેર
દેહમહીં શું દૈવત તારા કરાવીએ શે તુજને લહેર

(૪)

ઘહેમતણાં વાદળ વીખરાયાં ચેતન વા: વાતા બહુ જોશ
મમતા તારે માટ હતી તે ઉડી ગઈ દૂર સો સો કોશ
તારા પરનો સૌ વિશ્વાસ
અમ અંતરથી પામ્યો નાશ

(૫)

જગ મીથ્યાની જુઠી વાતે સુકવીયો સૌ જીવન રસ
ક્રર્મકાન્ડ ને તત્ત્વજ્ઞાનના રણુમા તે રખડાવ્યા મસ
એમ દોરવી અવળી વાટ
ઘડયો બરાબર તે અમ ઘાટ

(૬)

રાસલીલાના બ્હાના હેઠલ રમણીશીયળ કીધાં ભ્રષ્ઠ
વિલાસ વૈભવ ને વ્યસનોએ કર્યાં ધર્મનિતિને નષ્ટ
સાધુનો તે લીધો વેશ
અંતર તારૂં કાળું મેશ

(૭)

સેવા: માયા, દયા બહારથી પ્રપંચતાને પડદે કામ
સ્વાર્થ કામ શોષણ કરવાને પરરંગી ગણુવ્યા ગુલામ
પાડે માનવમાં વિચ્છેદ
ધર્મ વિષે શા એવા ભેદ

(૮)

શ્રદ્ધાળુ તુજ અનુયાયીમાં ભર્યું ધર્મનું અંધ ઝનુન
ભાઈભાઈમાં વેર કરાવી કઈક કરાવ્યા લાખો ખૂન
એથી વહેતી શ્રોણીત ધાર
એ ધર્મે શાનો ઉદ્ધાર

(૯)

મીઠી મોક્ષ તણી વાતોએ, ભરમાવ્યા તે ભોળા જન
હરણ કર્યો ના ધોખો જરીએ હરણ અમારા કીધાં ધન
તુજ નરકની જો છે ખાણ
તો ડરવાનો શું કલ્યાણ

(૧૦)

ભુખે જીવ અમારો જાતો ભાત ભાત તું ભોજન ખાય
મોટરમા તું મ્હાલે ત્યારે, જોડા વિના અમારા પાય
અમ અંતરને તું પર પ્રેમ
ટકે કહે તે ઘડીએ કેમ

(૧૧)

પૂજન તારા કરીએ શાને કેમ યાચીએ તારી મ્હેર
રહેમહીં શુ દેવત તારા કરાવીએ શો તુજને લહેર

જવાબ દેને અમને હાલ
પુછે છે નવયુગના બાળ

(વિજય)

---

## પદ ૧૫૧

*

## કબીરજીનાં વચનામૃતો

રોમ-રોમ જા કે "અમૃત-ભીના"-**પારસ** પરસત અંગ.
"સત્ય"-કે આગ્રહ, સંશય નહિં,-**"સાહેબ'** ઉનકે સંગ-૧

કપટ-કિવરિયા ખોલ કેરે, **'જ્ઞાન-કી કુંચી'** બતાવે,
ભાવ-ભક્તિ કરે મન-મન્દિરમે.-જપ-તપ સે ગુરૂ-કો રીઝાવે-૨

તત્વ-કે તેલ, **દયા**-કે દીપક,-**પ્રેમ** "દીપ-માલ" જગાવે,
"અજ્ઞાન-અંધેરા" મિટાવ કેરે,-**સત** "મસાલ" દીખાવે-૩

નિસિ-બાસર ચરચા ચિત્ત-ચંદન, **હરિ-કથા** સોહાવે,
"પિચકારી" મારે **સતસંગ**-કી,-**સતઃનામ** 'ગુલાલ' ઉડાવે-૪

'**શબ્દ સ્વરૂપ**.'-અખંડિત, અવિચલ,-નિર્ભય, બેપરવાઇ
કહે **કબીર**, સુનો મેરે સાધુ, **સંત ગુરૂ** હૈ સુખદાઇ-૫

જ્ઞાન કા **ઘોડા**, ધ્યાન કા **પાખર**, જુક્તિ-કે **જીન** બનાઇ,
**સત્ત-સુકૃત** હોઉ લગી પાવરી, **વિવેક** લગામ લગાઇ-૬

"સીલ-ક્ષમા" કે **બખ્તર** પહિરે, "તત્ત" **તરવાર** ગહાઇ,
'**અમર જ્યોતિ**' નિજ દેવ નિરંજન, "વેદ', ઉનકો ગાઇ?-૭

દ્વાદશ ઉપર '**અઃજપા**' ફેરે, "મન-પવન" થક જાઈ,
કહૈં **કબીર**, મિલે ગુરૂ પુરે,-શબ્દ મે '**સુરત**' મિલાઇ-૮

❦ ❦ ❦

સુરત સમાની '**શબ્દ-કુન્ડ**' મે,- '**નિરત**' રહી લૌ લાય,
'પિયા' બિના યેહ "ખ્યારા" તલફે,
તલફ-તલફ જીય (જીવ) જાય !-૯

કહે "કબીર" "ગુગે ગુડ ખાયા" !
શબ્દ સુનો ચિત્ત લાય (-લગાય)
અમૃત-પાન કરી મુક્તિ પાવે, સો "સતઃલોક મે જાય-૧૦

❦ ❦ ❦

**દમ** કો દારૂ, **શમ** કો શીશી, **જ્ઞાન** કે ગજ મંગાવુ,
**સીલ** સંતોષ, **પ્રેમ** કી "પથરી,"-ચિત્ત'**ચકમક**' ચમકાવુ-૧૧

'**સત**' કી સેલ્હી "**જુગત**" કે જામા,-**ક્ષમા** ઢાલ ધરાઇ,
'**સતનામ**' કા લગા પલીતા,-હર-હર હોત "હવાઇ" ૧૨

"રામ-નામ" અખૂટ ધન હૈ, દિન-દિન હોત સવાઇ.
**'બહુઃરૂપી'** બહુ રંગ દીખાવે, નીરખુ નિત-નિત **'નવાઈ'**-૧૩

સુરત-નિરત કો ઘેરા દીન્હા, **'પ્રભુઃ પ્રેમકા પ્યાલા'** પાયા,
કબીર ચઢા "માયા-ગઢ" ઉપર, અભય નિશાન બજાયા-૧૪

**'દારૂ'** નો અર્થ ઉર્દુ તથા ફારસી ભાષામા **દવા-** કીંવા **ઓસડ**, જુગત="યોગ-યુકિત."

Ø Ø Ø

ખેલ લે દિન ચાર પ્યારે ? યે **'હોરી' રસ** ખુબ **મચી** રહી,
જ્ઞાન કી **ઢોલ**, વિવેક **મંજીરા**,-રાગ ઉઠત 'ઝણકાર' ગહી-૧૫

જંત્રી અરૂ તંત્રી, ભલી વિધિ જાણે,
હોળી કયા ? **'દિપમાળ'** ઉજારી.
**'દિપાવલી'** કા આનંદ પસારી,
—"કપટ-હોરી" જડ-મુળઉખારી-૧૬

**'કર્મ'** નામ કી જેવરી (-રસી) તોડે, **'ધર્મ'** ગુલાલ ઉડાવે,
મોહ-મદ કે કંગન મોડે (ભાજે),
"ભ્રમ કા ભાડા" ફોડાવે-૧૭

હોળી; દિવાળી ફીર-ફીર આવે,
-યહ તન બહુરી (-ફરીથી) ન પાવે.
પુર્ણ પ્રતાપ, દયા સદગુરૂ કી-આવા ગમન નસાવે-૧૮

કહી હોરી મચે, કહીં જ્યોતિ (-દીપમાળ) જગે !
સન્તો (=સાધુઓ) "રંગ—રાગ" રચાવે;
કહે કબીર. સુનો ભાઇ સાધુ-'વેદ'-ભી નહી 'પાર' પાવે! ૧૯

❦ ❦ ❦

પ્રીત લગી તુમ "નામ" કી, પલ બિસરૂં નાહીં
નજર કરો અબ મેહર કી, મોહિ(-મ્હને) મિલો ગો-સાંઇ-૨૦

બિરહ સતાવે મોહિ કો, જીવ તડપે મેરા,
તુમ દેખન કી ચાહ હુએ, પ્રભુ મિલો સવેરા-૨૧

નેના તરસે દરસ કો, પલ "પલક" ન લાગે,
દર્દવંદ દિદાર કા,-નિસ બાસર જાગે-૨૨

("પલક"-આંખો બંધ કરીને ઉંઘનો ઝોંકો ખાવો.
નિસ-બાસર=રાત અને દિવસ)

જો અબકે (-અત્યારે) પ્રીતમ મિલે. કરૂ નિમિષ ન ન્યારા,
અબ, કબીર, ગુરૂ પાઇયા-મિલા "પ્રાણ-પ્યારા"-૨૩

* નિમિષ-ક્ષણ ભર, પલ-વાર બી.



## પદ ૧૫૨ મું.

*

(દીન હૃદયનો)

દીન હૃદયનો સાચો બેલી જગમા સરજનહાર હા હા
પતિતનો એ પાવન ખ્યારો, જગમા તારણહાર હા હા
પુણ્ય તણા પ્રભાવે પ્રાણી, જીવન સૌજ ઘડાય
નભ મંડપમાં તારા કેરી, ગણતી કેમ ગણાય દીનહૃદય૧
જગત તણી આ જુદી માયા, કોઈથી નવ સમજાય
અનુભવથી સમજ્યા સૌ જ્ઞાની, વીરલથી સમજાય દીન-૨
માનપાનને માન મહી સૌ, સત્યને ભૂલી જાય,
સત્યપરાયણ જીવન વીના, સત્ય નહી સમજાય દીન-૩
કઈક તરંગો ઉછળે દીલમાં, અસ્થિરતા દેખાય,
પ્રભુ ભક્તિમાં લીન બન્યા વીણ, સ્થીરતા નહીં સોહાય દીન-૪
મન સ્થીરતા કેળવવા માટે, અસત્ય વચન દુખદાય
ધર્મ તણી શુભ ભાવના ભાવતાં, જીવન રસ ચખાય દીન-૫
પ્રાણી જગમાં કર્મ આધીન છે, કર્મ કરો સુખકાર,
સેવા મહી જીવન બનાવો, ઉતરવા ભવપાર દીન-૬.
અનેક કષ્ટો આવે જીવનમાં, સહન કરો દીલ સાથ,
કહે ભોગીલાલ સેવા જીવનથી, ટળે છે જીવન પાપ દીન-૭

---

## પદ ૧૫૩ મું.

સરોવર તટ પર ધુવે ધોબણ રામરામ રામ બોલે મુખે વચન.
ડચુક ડચુક કહી ઝીક લગાવે સરોવર નીરમા કપડાં ભી જાવે
એમાં રચી રહ્યું જોને-એનુ જ મન. સરોવર ૧

માન માયા લોભ ક્રોધ મેલને હટાવે
દાન શિયળ તપ ભાવ દીલમા વસાવે
એમા રમી રહ્યા- એના લોચનઃ સરોવર ર
સ્હીટ- સ્હીટ કહી ઝીક ઝીકારે
કપડા નો મેલ ધોબણુ કેવો ઉતારો
જેથી શોભી રહ્યા મનુષ્ય જીવનઃ સરોવર ૩
સત્ય કેરો પાઠ જગને પઢાવે
શાહુકારી રીત ધોબણુ સમજાવે
કેવું પવિત્ર જેનું અણુમોલ મનઃ સરોવર ૪
ત્રીલોકનાથની ભક્તિ મા વિચરતી
રામરામ શબ્દ ધોત્તા ઉચ્ચરતી
કહે ભોગી તેથી શોભે દૈવી જીવન. સરોવર ૫

---

## પદ ૧૫૪ મું.

*

### હરીગિત

અલ્પબુદ્ધિ માહરી પુસ્તક સૌ પૂરૂં કર્યું.
ભાવ ને ભક્તિતણુ મેં દીલ પણુ સાથે ભર્યું.
ભુલ ચૂકની ક્ષમા યાચતા મિત્રો થકી દીલડુ ઠર્યું,
શ્રોતા જનોના ચર્ણોઆગળ ભાગ ત્રીજો હું ધરું
સહાય આપી પ્રેમથીઃ સૌ મીત્રો એ ભેગા મળી.
ઉપકાર માનુ હૃદયથીઃ સહાય સદા શ્રી હરી.

લી. આપનો ભોગીલાલ.

સમાપ્ત.